સ્વદેશ ગ્રન્થમાળા.

# સ્વદેશ ઝરણાં.

સંગ્રહ કરનાર:-

નાનાલાલ દલપતરામ પટેલ.

શાહપુર-અમદાવાદ.

પ્રકાશક:-

હરિભાઈ દલપતરામ પટેલ.

શાહપુર-અમદાવાદ.

સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

પાનકોર નાકા-અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૮. સને ૧૯૨૧.

કીંમત રૂ. ૦-૮-૦

## પ્રસ્તાવના.

પ્રસ્તુત નાનકડા કાવ્યને પ્રસ્તાવનાની શી જરૂર ? ! બાલસૂર્યને આલેખવો એ શું ? કુંદનને રસવાની માથાકુટ શા સારૂ ? પ્રસ્તુત પ્રશ્નોના પ્રત્યુત્તરમાં એટલુંજ કે જમાનાનાં પ્રકટીકરણુ કાવ્યો પાછળ ફૂલ નહીં ને ફૂલની પાંખડી સમાન પણુ ચાર પાંચ લીટી લખવીજ જોઇએ ! આ પ્રથાને જમાનાની ભૂમિકા કહો ઉપોદ્ઘાત કહો કે પ્રકાશક લેખકની પ્રસ્તાવના કહો; પણ કાંઇ કહો ! કહો તેની સાથેજ જમાનાના પ્રવાહમાં વહો ! અર્થાત્ કાંઈ લખો તો ભલે લખો ! ! ! પ્રસ્તુ કાવ્યમાં પ્રતિભાશાલી રસજ્ઞ અને સુઘડ લેખકોની વાની છે; અર્થાત્ કહો કે કાવ્યરસની મીજબાની છે ! ! કાવ્યના રસિક અને ભોગીને તો પકવાનની મહેમાની છે ! દેશભક્તો અને દેશભક્તિનાં કાવ્યોની ચુંટણીમાં ટીકા કે ઉદ્બોધનની આવશ્યકતા મારા માનવા મુજબ રહેતી નથી. કેમકે ચુંટણી એજ પસંદગી અને ઉત્તમતાનો સંભાર છે ! યથાશક્તિ અને યથામતિ પ્રસ્તુત કાવ્યમાં ચુંટાયેલું છે; જે ચુંટાયું છે તે જ વીંટાયું છે અને જે વીંટાયું છે તે જ લુંટાવ્યું છે ! ! આશા છે કે કદરદાન આલમ પ્રસ્તુત શ્રમની કદર કરી મને આભારી કરશે. એજ ! !

આ સંગ્રહનો ઉપોદ્ઘાત મારા પરમ સ્નેહી કવિ રણછોડલાલ મહાસુખરામે લખીને મને આભારી કર્યો છે.

પ્રસ્તુત કાવ્યમાં જે જે લેખકોની કાવ્ય પ્રસાદી દાખલ કરવામાં આવી છે તે તમામ લેખકોનો અંતઃકરણ પૂર્વક આભાર માની અભિવંદન આપું છું. લી० આપનો.

કદરાનુરાગી.

નાનાલાલ દલપતરામ પટેલ.

# ઉપોદ્દઘાત.

પ્રકૃતિ અને પ્રવૃત્તિના યુગમાં કૃતિ અને ચમત્કૃતિને સીમા હોતીજ નથી ! ભાવના અને પ્રતિભા, પ્રકટીકરણ અને એકી કરણ એ પૃથક્કરણના અવસરમાં અસીમ અને અકથનીય હોય છે, વર્તમાન યુગ પણ વર્તમાન વિવિધતાને વધારનારો હોય એ સ્વાભાવિક છે. વ્યક્તિ અને ઉક્તિ એ ઉભયનો વાદ અને અનુવાદ અન્યોઅન્ય સહકાર અને અસહકારના તરંગોમાં ઉછળ્યાં કરેજ ! એના આનંદની સીમાનો અંતરાય અંતરાત્મા અને અંતરપ્રદેશમાં હોય એ સંભવેજ નહિ ! ! !

યુગાન્તરની વધતી જતી પ્રવૃત્તિમાં, પ્રકૃતિમાં, ચમત્કૃતિમાં અને દેશભક્તિની પ્રજાવ્યક્તિમાં ખામી અને ખુબી એને આલેખવાની આવશ્યકતા પણ હોય એ અસંભવિત છે ! ! જ્યાં અસંભવિત અને સંભવિત સંભવે ત્યાં સંભવિતમાં અસંભવિત ઉદ્દભવે ત્યાં ચમત્કાર શાનો ? કુદરતની કક્ષા કુદરત વધાર્યાજ કરે, પ્રવૃત્તિની સીમા પ્રવૃત્તિ આગળને આગળ દોર્યાજ કરે, તે પ્રમાણે આ પણ એક વર્તમાન યુગની પ્રવૃત્તિની કક્ષા છે !! જ્યાં નિરિક્ષા સમિક્ષા અને તિતિક્ષાના ગીરિઓ યુગાન્તરના ચમત્કારમાં દ્રષ્ટીગોચર થાય ત્યાં નવચેતન અને નવજીવનનાં ઝરણાં વહે એ સ્વાભાવિક છે ! ! કુદરતને અટકાવ હોયજ નહિ; તે કથનાનુસાર પ્રસ્તુત ઝરણાંની ઉત્પત્તિ ઉદ્દભવેલી હોવાથી ઝરણાંના પ્રવાહને પ્રજાની પ્રવૃત્તિમાં સ્થાન આપ્યું છે ! ! આશા છે કે ભાવિક ભાવનાને ઓળખી આલેખી આદર કરી પ્રસ્તુત પ્રકાશકના શ્રમનો સત્કાર કરી ઉપકૃત કરશે એજ ! !

લી૦

કવિ રણછોડલાલ મહાસુખરામ ત્રિવેદી.

# અનુક્રમણિકા.



| નંબર. | વિષય. | | | પૃષ્ઠ. |
|---|---|---|---|---|
| ૬ | ભારતને ચરણે. | ... | ... | ૮ |
| ૭ | કાર્યશક્તિનું મહિમ્ન. | ... | ... | ૧૦ |
| ૮ | અમે સત્યાગ્રહી ચેલા. | ... | ... | ૧૨ |
| ૯ | અમારી હિંદમાતા તું. | ... | ... | ૧૩ |
| ૧૦ | સ્વદેશ અને સ્વદેશી. | ... | ... | ૧૪ |
| ૧૧ | માહરી માત. | ... | ... | ૧૫ |
| ૧૨ | ગાંધી દમ્પતી. | ... | ... | ૧૬ |
| ૧૩ | ખાદી–દેશની આબાદી. | ... | ... | ૧૯ |
| ૧૪ | એવા જીવનને શું કરે ? | ... | ... | ૨૦ |
| ૧૫ | ક્યાં ? | ... | ... | ૨૧ |
| ૧૬ | જુઓ કંઈ આંખ ખોલીને.... | | ... | ૨૨ |
| ૧૭ | તાજ વગરના રાજા. | ... | ... | ૨૪ |
| ૧૮ | મોહનની મોરલી. | ... | ... | ૨૬ |
| ૧૯ | ગયા તે તો સદા માટે. | ... | ... | ૨૭ |
| ૨૦ | લેશ ના પરવા. | ... | ... | ૨૯ |
| ૨૧ | ધન્ય ભૂમિ. | ... | ... | ૩૦ |
| ૨૨ | અમારી ફર્જને માટે. | ... | ... | ૩૧ |
| ૨૩ | ઓ ભારત જન જાગોરે. | ... | ... | ૩૨ |
| ૨૪ | ગાંધીનું ગુજરાત. | ... | ... | ૩૩ |
| ૨૫ | ગાંધીજીને ચરણે. | ... | ... | ૩૪ |
| ૨૬ | પ્રિયતમને પ્રશ્ન. | ... | ... | ૩૬ |
| ૨૭ | પ્રભો ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો ! | | | ૩૭ |
| ૨૮ | ઉદ્બોધન. | ... | ... | ૩૯ |

| નંબર. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૨૯ | બંસરી. ... ... | ૪૧ |
| ૩૦ | અમૃતસરને અભિવંદન. ... ... | ૪૨ |
| ૩૧ | આદર્શ જીવન. ... ... | ૪૪ |
| ૩૨ | દેખાડશો ક્યારે ? ... ... | ૪૫ |
| ૩૩ | જીવન ચેતન ભર્યા. ... ... | ૪૭ |
| ૩૪ | સમર્પણ. ... ... | ૪૯ |
| ૩૫ | વીરા ભલે આવ્યો રે ! ... ... | ૫૦ |
| ૩૬ | ૧૯૧૯ નું પંજાબ. ... ... | ૫૧ |
| ૩૭ | હવે તો આંખ ઉઘાડો. ... ... | ૫૪ |
| ૩૮ | સ્વરાજની ચાવી. ... ... | ૫૬ |
| ૩૯ | ભારતનો જયકાર. ... ... | ૫૭ |
| ૪૦ | એ કોણ ? ... ... | ૫૮ |
| ૪૧ | એ અવતારી ! ... ... | ૫૯ |
| ૪૨ | એક દેશભક્તનો ઉદ્ગારો. ... ... | ૬૦ |
| ૪૩ | ગજાવો દેશ હિંદુસ્તાન. ... ... | ૬૧ |
| ૪૪ | વીર પૂજા. ... ... | ૬૨ |
| ૪૫ | ભક્તની દ્રઢતા. ... ... | ૬૩ |
| ૪૬ | ભારત અમારો દેશ ! ... ... | ૬૪ |
| ૪૭ | માતને વંદન વારંવાર. ... ... | ૬૫ |
| ૪૮ | મારી ભરતભૂમિ. ... ... | ૬૬ |
| ૪૯ | ભારત સંતાનોનું રણગીત.... ... | ૬૮ |
| ૫૦ | એ દિવ્ય ! અમારો દેશ ! ... ... | ૬૯ |
| ૫૧ | વન્દુ મા ત્હને. ... ... | ૭૧ |

# સ્વર્ગ અમારો દેશ.

જગમાં સ્વર્ગ અમારો દેશ—
ભારતનું શુભ નામજ લેતાં,
ઉપજે પ્રેમ વિશેષ. જગમાં.

નિર્મળ નીર વહે ગંગાનું,
પીતાં જાય કુલેશ;
દાતા કર્ણ સમાન થયા,
ગુણ ગાય સદાય સુરેશ. જગમાં.

હિમગઢ ઉપર રક્ષા કરવા,
નિશદીન વસે મહેશ;
દક્ષિણ દિશમાં સ્વર્ગ ભૂમીનું,
રક્ષણ કરે રમેશ. જગમાં.

જન દુઃખ હરવા જગનાથપુરીમાં,
વસતા શ્રી જગદીશ:
પશ્ચિમમાં મનમોહન મૂર્તિ,
નંદ કુંવર ઋષિ કેશ. જગમાં.

જગસુખ માટે પરબ્રહ્મ પ્રગટયા,
જ્યાં શ્રી અવધેશ;
ૐકાર વર્ણવે શું મહિમા,
પાર ન પામે શેષ. જગમાં.

પંડિત ૐકારનાથ.

# ગુણવંતી ગુજરાત.

માઢ.

ગુણવંતી ગુજરાત, અમારી ગુણવંતી ગુજરાત !
નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત;
મોંઘેરા તુજ મણિમંડપમાં આ ઝૂકી રહ્યાં અમશીશ:
માત મીઠી ! તુજ ચરણ પડીને માગીએ શુભ આશિષ !–
અમારી ગુણવંતી ગુજરાત !

મીઠી મનોહર વાડી આ તારી નંદનવનશી અમોલ;
રસકુલ્લડાં વીણતાં વીણતાં ત્યાં કરીએ નિત્ય કલ્લોલ !–
અમારી ગુણવંતી ગુજરાત !

સંત મહંત અનંત વીરોની વા'લી અમારી માત !
જય જય કરવા તારી જગતમાં અર્પણ કરીએ જાત !
અમારી ગુણવંતી ગુજરાત !

ઉંડા ઘોર અરણ્ય વિષે કે સુંદર ઉપવન માંય:
દેશ વિદેશ અહોનિશ અંતર એકજ તારી છાંય !–
અમારી ગુણવંતી ગુજરાત !

સરસરિતા રસભર અમીઝરણાં : રત્નાકર ભરપૂર:
પુણ્યભૂમિ ફળફુલ ઝઝૂમી, માત ! રમે અમ ઉર !–
અમારી ગુણવંતી ગુજરાત !

હિંદુ, મુસલમિન, પારસી સર્વે, માત ! અમે તુજ બાળ:
અંગ ઉમંગ ભરી નવરંગે કરીએ સેવા સહુ કાળ !–
અમારી ગુણવંતી ગુજરાત !

ઉર પ્રભાતસમી અજવાળી, ટાળી દે અંધાર !
એક સ્વરે સહુ ગગન ગજવતો, કરીએ જયજયકાર !–
અમારી ગુણવંતી ગુજરાત !

નમીએ નમીએ માત ! અમારી ગુણવંતી ગુજરાત !

ખબરદાર.



# હમારા દેશને માટે.

ગઝલ-કવ્વાલી.

છુટયાં આફતાબનાં કિરણો, હમારા દેશને માટે !
  છુટયાં છે તેજનાં ઝરણો, હમારા દેશને માટે !
ચમકતી રોશની ગગને, કરે ચમકાર ચડતીના;
  ઝરે છે તેજની ધારા, હમારા દેશને માટે !
છવાયાં મેઘનાં જુથો, દડુકે લોકત્રય ભેદી;
  પડે ત્હેના પ્રબળ પડધા, હમારા દેશને માટે !
વળેલી સપ્તરંગી આ, કમાનો મેઘશર કેરી;
  દીપાવે દિવ્ય એ રેખા, હમારા દેશને માટે.
લહરિયો લ્હેકી ઉપવનમાં, નચાવે પ્રેમપુષ્પોને;
  હસાવે ને ખિલાવે એ, હમારા દેશને માટે.
ઉગ્યાં તરણાં લીલાં કુમળાં, હરિત શૈયા બિછાવી છે;
  સજે છે સાજ ધરતી આ, હમારા દેશને માટે.
ઉભા છે પર્વતો મ્હોટા, ઝુકી ઉત્તંગ સૌ શ્રૃંગો-
  ગગનને ભેદતી ટોચો, હમારા દેશને માટે.

વિવિધરંગી વિહંગમ સૌ, કરે ગાનો મધુર નવલાં;
રસેલાં પ્રેમભક્તિથી, હમારા દેશને માટે.

ઉઠે છે વેદ ધુમ્ર કંઈ, સમાધિ યોગની આછી;
થતી કર્તવ્યની ઝાંખી, હમારા દેશને માટે.

વિહંગો આવજો મળજો, સ્વરોને સાધવા સાથે,
જગાવો ધુન ભારતની, હમારા દેશને માટે.

ધરીને જન્મ અવનિમાં, હમે સિદ્ધાન્ત એ શીખ્યા;
ઘડયાં છે જન્મ ને મૃત્યુ, હમારા દેશને માટે.

જીવીને સાધશું સેવા, મરીને માગશું સેવા;
ફરીને જન્મશું દેવા! હમારા દેશને માટે.

નથી સુરલોકની પરવા, નથી કંઈ મોક્ષની વાંચ્છા;
રહી છે અંતરે ઇચ્છા, હમારા દેશને માટે.

જગતમાં જીવતાં મરતાં, સૂતાં કે જાગતાં ફરતાં;
થજો કુરબાન સઘળું આ, હમારા દેશને માટે.

**વસંત.**



# ભારતનું વિજયનિશાન.

## ગઝલ-કવ્વાલી.

હમે સૌ હિંદના યોગી, ધરીશું ધ્યાન ભારતનું !
ઉઠાવી ધર્મધ્વજ કરમાં, કરીશું ગાન ભારતનું !

ધરી છે શીલની શેલી, ચ્હડાવી જ્ઞાનની કફની;
વિરક્તિ દંડ શિર મેલી, ઝિલીશું તાન ભારતનું.

જલાવી કષ્ટની હોળી, ઉઠાવી ઇષ્ટની ઝોળી;
જમાવી સંતની ટોળી, ભરીશું ભાન ભારતનું.

ગયું જે જે હતું નબળું, રહ્યું તે સૌ થયું સબળું;
ભુલાયું વિશ્વ આ સઘળું, સ્વિકાર્યું જ્ઞાન ભારતનું.

ત્યજી છે લોકની લજ્જા, ત્યજી છે શાન્ત સુખસજ્જા:
હમારા માંસ ને મજ્જા, કર્યું કુરબાન ભારતનું.

નથી ધન માનની ઇચ્છા, નથી સંસારની વાંચ્છા:
નથી સુખભોગ આકાંક્ષા, ચહું સન્માન ભારતનું.

હૃદયમાં પ્રેમરાય જાગી, સમાધિ લક્ષમાં લાગી:
હમે ત્યાગી-વિરાગી એ, લગાવ્યું ધ્યાન ભારતનું.

નસોમાં લોહી ભારતનું, શરીરમાં અન્ન ભારતનું;
મુખે છે ગાન ભારતનું, સ્વરોમાં તાન ભારતનું.

હમારા જન્મનું સાર્થક, હમારા મોક્ષની સીડી;
હમારા સ્વર્ગને માટે, ચ્હડે વિમાન ભારતનું.

ગગનમાં નાચતો ઝુંડો, જગતમાં વ્યાપતું ચેતન;
જીવનમાં જાગતો આત્મા, વિજય-નિશાન ભારતનું.

વસંત.



“ મતિ અંતે ગતી તેવી, ” કહી ગીતાનો ગાનારો;
વિજય ધ્વજ હોમરૂલનો, એ હજુ ફરકાવવાનો છે.

# અમર તિલક !

ગઝલ.

ગયો કહે છે સહુ પણ ક્યાં ગયો ? ને ક્યાં જવાનો છે ?
હજુ છે કામ બાકી, દુર એ ક્યાંથી થવાનો છે ?
જમે ઉધાર જ્યાં સુધી, ન આવે એક ત્યાં સુધી—
ફરી ખાતાં બરાબર મેળ ક્યાં મેળાવવાનો છે ?
અધુરૂં કામ મૂક્યું છે પૂરૂં તે કામ કરવાને—
કહ્યું કૃષ્ણે પુકારીને, " ફરી તે આવવાનો છે. "
" ભલે છોડયું કલેવર આ, થયું જૂનું નવું લેશે:
નવો જુસ્સો, નવું ચેતન ફરી એ લાવવાનો છે. "
કર્યો ઉચ્ચાર મોઢે, મૂકવા આચારમાં તેને;
ફરી એ કર્મયોગી કર્મયુગ પ્રકટાવવાનો છે.
' જૂઠી ભિક્ષા તજી દ્યો કર્મવીરો કામમાં લાગો;
શિખાવ્યો મંત્ર એ મંત્રો બીજા શીખાવવાનો છે.
' મતિ અંતે ગતિ તેવી, ' કહી ગીતાનો ગાનારો;'
વિજય ધ્વજ હોમરૂલનો એ હજૂ ફરકાવવાનો છે.
નક્કી એ આવવાનો છે, વિજય વરતાવવાનો છે;
દિવાનો પણ હજુ જય ગીત એ સંભળાવવાનો છે.

[ સોરઠો ]

શૂરો લઇ વિશ્રામ, સૂતો, ત્યાં લોકે કહ્યું—
'થયો તિલક અવસાન; જીવો તિલક ઘણું જીવો.'

દિવાના.

## ભારતને ચરણે.

### સવૈયા એકત્રીસા.

ભૂમંડળમાં શ્રેષ્ઠ મનાતી ઉત્તમ ભૂમિ હિંદુસ્તાન,
રિદ્ધિ સિદ્ધિને વિદ્યા વૃદ્ધિ માટે મળીયું જેને માન;
પતિત પાવની દીન ઉદ્ધારણી ગૌરવવાળી ને ગુણવાન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે ત્હારાં સંતાન.

જેહ ભૂમિમાં જન્મ ધર્યો છે રામ–કૃષ્ણ આદિ ભગવાન,
સીતા તારા દ્રૌપદી કેરાં સુવર્ણ અક્ષરથી છે નામ;
ઋષિ મુનિની ચરણ રજેથી પૂનીત બનીયાં જેનાં ધામ,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે ત્હારાં સંતાન.

દેશ ભક્ત દાદાભાઈ તિલક રાનાડે આદિ ભડવીર,
સત્ય પતાકા કરમાં સાહી ગાંધી ઉભા ગુણ ગંભીર;
માલવીયાજી મહીતળમાંહી વધારતા મા ત્હારૂં માન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે ત્હારાં સંતાન.

ભૂખ્યાંને ટળવળતાં દેખી અન્ન તણું તું દેતી દાન,
નિજ બાળકની તુલ્ય ગણીને પોષે છે બીજાં સંતાન:
યાચક કેરૂં કલ્પવૃક્ષને ઉદાર ગાઇએ ત્હારાં ગાન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે ત્હારાં સંતાન.

દુઃખ દેખીને જરા ન ડરતી ઢંઢોળે નિદ્રાથી બાળ,
" જાગો વીરા પ્હો ફાટયો છે અમૂલ્ય વહી જાયે છે કાળ: "
પરસુખની ઇર્ષ્યાને લીધે મુખમંડળ નહિ બનતું મ્લાન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે ત્હારાં સંતાન.

ગુણ અગણિત જનની તુજ ગાતાં પામે નહિ કો તેનો પાર.
અનાદિથી ખ્યાતિ પ્રસરેલી ગાઇ શકે કયમ ત્હારાં બાળ ?
ચરણ વંદીને શરણ લોટતાં હંમેશાં ધરતાં તુજ ધ્યાન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે ત્હારાં સંતાન.

**નાનાલાલ દલપતરામ પટેલ.**



# કાર્યશક્તિનું મહિમ્ન.

## ગઝલ-કવ્વાલી.

જગાવી દેશ ભક્તિને. વળો ઉદ્યાનમાં બંધુ !
જમાવી કાર્યશક્તિને, પડો મેદાનમાં બંધુ !

હડાવો પાપ કર્મોને, ઉડાવો ધર્મ મર્મોને;
સજી વિજ્ઞાન વર્મોને, વધો અવધાનમાં બંધુ !

સુતેલા સિંહના મ્હોમાં, કદી શીકાર નહિ આવે;
બિછાને શું રહ્યા સુતા, તમે અજ્ઞાનમાં બંધુ !

અવિદ્યાએ ઉખેડયા છે. સનાતન ધર્મના પાયા;
પ્રમાદે મૂળ કાપ્યા એ, ધરો કંઈ ધ્યાનમાં બંધુ !

છુટે જ્યાં કર્મનાં તીરો, પડે ત્યાં પ્હાડમાં ચીરો;
સુભટ છો આર્યના વીરો ! વહ્યું શું ભાનમાં બંધુ !

ઉગે નક્ષત્ર ગ્રહ તારા, સિતારા શોભતા સારા;
વિના રવિની પ્રભા ધારા, ડુબ્યું નભ મ્લાનમાં બંધુ!

શશિ-રવિ કાર્યશક્તિની, ભરી જ્યાં પૂર્ણ દીપ્તિ છે;
જગાડે સર્વ સૃષ્ટિને, સદા સન્માનમાં બંધુ !

રઘુવર કાર્યશક્તિએ, હણ્યો આલસ્ય રાવણને;
ધર્યો ઉદ્યમ વિભિષણને, શ્રીલંકા સ્થાનમાં બંધુ !

ઉઠયા શ્રીકૃષ્ણ ઉદ્યોગી, હણ્યો છે કંસ ભત્ર ભોગી:
પ્રમાદી રાક્ષસોની રાહ, કબરસ્તાનમાં બંધુ !

જગતનો કર્મ છે રાજા, ફરે છે કર્મની માજા;
બજે છે કર્મનાં વાજાં, સદા આ જહાન્માં બંધુ !

ચ્હડયો ઉદ્યોગી બોનાપાર્ટ, પડયો યુરોપ ચત્તોપાટ:
ઘડયા એ વીરતાના ઘાટ, ગજવ્યા ગાનમાં બંધુ !

શિવાજીનો પડયો પડઘો, થયો મોગલ મણિ અળગો:
જ્યાં મર્દો ભરે મોભો, ક્રિયાના મ્યાનમાં બંધુ !

વિસારી કર્મના ધારા, રહ્યા સન્માર્ગથી ન્યારા:
ભુલી પુરૂષાર્થને પ્યારા ! તણાયા તાનમાં બંધુ !

ઉઠો ! ઉદ્યોગ અજમાવો, ગ્રહો કંઇ કાર્યનો લ્હાવો:
ચુકાવો વખ્તનો દાવો, વધી વિજ્ઞાનમા બંધુ !

ઉતારો દોષનો ભારો, ચલાવો કાર્યનો મારો:
દુઃખી સંસારને તારો, સુવિદ્યાદાનમાં બંધુ !

વસંત.



# અમે સત્યાગ્રહી ચેલા.

ગઝલ.

બન્યા ગાંધી ગુરૂજીના, અમે સત્યાગ્રહી ચેલા;
અમારી ટેક જાળવવા, મરી જાવા થયા ઘેલા.
દીધો છે મંત્ર ગાંધીએ, સહીને જીતવું મરવું;
સહીને દુ:ખથી તરવું, ન દુ:ખોથી કદી ડરવું.

નથી કૈં દ્વેષ અંતરમાં, નથી ઘા મારવો સામો;
સહીને જીતવાનો છે, અમારો ન્યાયનો દાવો.
ન કરવું હાજી હા કદીયે, વસ્યું જો અંતરે બીજું;
ભલે શિર જાય તોયે શું? અમારે સત્ય તે કહેવું.

ભલે જંજીરથી જકડે, વતન છો ખાલસા મૂકે;
જુલમ અપમાનની ઝડીયો, ભલે અમ શિરપર વરસે.
અમે ના દાસ લક્ષ્મીના, અમારી દાસી એ રહેશે;
અમારા માનના માટે, ખુવારી છો બધી થાશે.

તપાવે યા ડુબાવે કે, અમોને ભઠ્ઠીમાં બાળે;
અમારે જીવવું મરવું, હવે ગાંધીજીના હાથે.
શૂરો સેનાપતિ ગાંધી, અમારો સત્યનો કિલ્લો;
અટળ શ્રદ્ધા અમારી છે, તૂટે ના તોપથી તૂટયો.

જગતમાં આસુરી શસ્ત્રો, થશે જુઠાં પડી હેઠાં;
છુટયાં જ્યાં સત્યનાં બાણો, અમારા રામનાં છોડયાં.
ધરા આખી ધ્રુજી જાશે સુણી સત્યાગ્રહી ટંકાર;
ઉતરશે દેવ સ્વર્ગેથી, લઇને હાથમાં જયમાળ.

કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા.




મણિ–મુક્તા–સુરત્નોથી, રસેલી હશ યત્નોથી;
પૂજાયેલી પ્રયત્નોથી, હમારી “હિંદમાતા તું.”

# અમારી હિંદમાતા તું.

ગઝલ–કવ્વાલી.

પરમ સુખની વિધાતા તું, અચળ યશ પ્રાપ્ત માતા તું !
હૃદયની ધર્મદાતા તું, અમારી હિંદ માતા તું.
ચરણ પૂજી ત્હને ભજતાં, જગત્‌નાં દુઃખ–ભય તજતાં:
સદા ભક્તિ ઉરે સજતાં, જપું મુખ "હિંદ માતા તું !"
મણિ——મુક્તા——સુરત્નોથી, રસેલી ઇશ યત્નોથી:
પૂજાયેલી પ્રયત્નોથી, હમારી "હિંદ માતા તું."
બિચારા બાળ બહુ ત્હારા, સહે છે કષ્ટ—અસિધારા:
છતાં ત્હારાજ રહેનારા, કહે છે "હિંદ માતા તું."
નહિ પરના થનારા એ, અધર્મે ના જનારા એ:
રહી નિજ દેશધારાએ, ઉચ્ચરતા "હિંદ માતા તું."
ઋષિ, મુનિ, દેવ, ગંધર્વો, ઉજવતા ઉન્નતિ પર્વો:
વદી મહિમા મુખે ગરવો, કહીને "હિંદ માતા તું."
શિશુ, નર, નારી ગુણ ગાતાં, સહર્ષે આશિષો દેતાં:
વધાવી વારણાં લેતાં, સ્મરંતા "હિંદ માતા તું."
ગુણી-ગુરૂ–વિપ્ર–કે જ્ઞાની, ખરા નિજ દેશ અભિમાની:
ગણી આ જીંદગી ફાની, ભજે છે "હિંદ માતા તું."
સુણી તુજ નામના બોલો, ઉછળતી હર્ષની છોળો:
હૃદયપટ આ થતો પ્હોળો, કહેતાં "હિંદ માતા તું."
ગાતાં મા ! ત્હમારાં ગીત, વહે છે હૃદયમાં રસપ્રીત:
કહો તે શબ્દમાં શી રીત ? વર્ણું "હિંદ માતા તું."

વસંત.

# સ્વદેશ અને સ્વદેશી.

ભૈરવી.

હમારૂં તે સારૂં, બીજાનું નઠારૂં;
કદી પારકું ના હમારૂં થનારૂં-અમારૂં૦

ભલે હોય કાળું કુરૂપું કે સાદું;
સદાયે હમે તો હમારૂં સ્વીકાર્યું-અમારૂં૦

ભલે હોય સારૂં રૂપાળું બીજાનું!
કદી પારકું નહિ અમારૂં થનારૂં-અમારૂં૦

રૂડું પારકું બાળ ખોળે રમાડ્યું;
મીઠાં ચુંબનોથી કદી શિર ઠાર્યું-અમારૂં૦

ગણે અંતરે કો કદિ પ્રાણ પ્યારૂં;
તથાપિ પરાયું નહિ ત્હારૂં થનારૂં-અમારૂં૦

રૂડી પારકી નારીમાં મન લોભાયું;
પડી મોહ પાસે પોતાનું ગુમાવ્યું-અમારૂં૦

કહે સારી સૃષ્ટિ વગાડી નગારૂં;
બીજાનું તે બીજાનું-અમારૂં તે અમારૂં-અમારૂં૦

વસંત.

# માહરી માત !

[ ઓધવજી સંદેશો કહેજો શ્યામને:-એ રાગ. ]

એજ એજ એ ભારત-માતા માહરી:
ઉપજ્યા જ્યાં રઘુકૂળ ભૂષણ શ્રી રામજો,
સીતા, સાવિત્રીસમ સતિઓ નિપજી;
ખ્યાતિ જેની પસરી ઠામોઠામજો.-એજ.

વસિષ્ઠ વિશ્વામિત્ર સમા તપધારિઓ:
અતુલિત જેના તપ કેરો મહિમાયજો,
કંપાવે ત્રિભૂવન જે મહાતપ તેજથી:
મહિમા જેનો મુખથી નવ વરણાયજો.-એજ.

દિવ્ય પ્રતાપિ પ્રતાપ અવટંકી ખરે:
જાળવવા જે જન્મભૂમીની લાજજો,
ભટકયા તે સ્ત્રી-સુત સહિત વેરાનમાં:
ટેક સમિપ ગણીઆ જેણે તુચ્છ પ્રાણજો-એજ.

જન-મન-મોહન સત્ય-અહિંસા સાધીને;
શિખવે સેવા ગાંધી ગુણ ભંડારજો,
આજ તિલક મહારાજ અમારા કયાં મળે:
કુખ દિપાવી જેની સાચા સૂતજો.-એજ.

ભારત-સર અરવિન્દ અને વિવેકનાં;
પાદ પનોતાં પ્રેમે જ્યાં પૂજાયજો,
માલવિયા, મહેતા, દાદાની માવડી:
સંત મહંત અનંત પખાળે પાદજો.-એજ.

**નાનાલાલ દલપતરામ પટેલ.**

# ગાંધી દંપતી.

[ વેણી ગુંથીને મંહી ફુલ હું તો ભુલી:–એ રાગ ]

( ૧ )

જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં,
જોઇ અનૂપ એક જોડ અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

( ૨ )

સોનું સૂગન્ધ યોગ, એના જીવનમાં,
દેશ કાજ દેહ એજ હોડ અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

( ૩ )

કર્મ કેરી યજ્ઞ કાજ વેદી રચીને,
ધર્મ તણી દિક્ષા અમોલ અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

( ૪ )

સત્યનાં સુંદર વ્રત ગ્રહીને,
સેવાનો યજ્ઞ મંડાવ અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

( ૫ )

શુદ્ધ સ્વદેશી એ વસ્ત્ર સજીને,
રામ ને સીતા સમાં એ અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

( ૬ )

દેવ દેવી શાં એ દંપતી પધારી,
આપે અંતરની આહુતી અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

( ૭ )

યજ્ઞે નિમંત્ર્યા અતિથીને કાજે,
સૂત્રનાં દાન અપાય અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

( ૮ )

ધર્મનાં તત્વ અનેરાં ગુંથીને,
એકજ ધર્મ બોધાય અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગાનાં જોડલાં.

( ૯ )

દેહને દેહીનાં ભાન ભૂલેલાં,
વિશ્વ કુટુંબે વધાયાં અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

( ૧૦ )

સાચાં સન્યાસી સ્વદેશ સેવાના,
પૂર્વનાં પંથી નિહાળ્યાં અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

( ૧૧ )

સત્ય પ્રતિજ્ઞ એ રાજા હરિશ્ચન્દ્ર,
અંત્યજ સ્નેહે સ્વીકારે અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગાનાં જોડલાં.

( ૧૨ )

ભીષ્મ--પ્રતિજ્ઞ એ ધર્મ ધરીને,
સેવામાં સર્વ સમર્પે અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગાનાં જોડલાં.

( ૧૩ )

ચાલો સખિ ! દેશ સેવાના યજ્ઞે,
દંપતી પૂજન થાય અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગાનાં જોડલાં.

( ૧૪ )

ફૂલ નહિ ફૂલ પાંખડી સમર્પી,
જીવન—યાત્રા પમાય અલબેલડી !
જોયાં જગતમાં મેં જીંદગીનાં જોડલાં.

નલિનીકાન્ત.

# ખાદી-દેશની આબાદી.

ગઝલ.

બજાવી મોહને બંસી, ભણાવ્યો પાઠ ખાદીનો;
સુતેલું હિંદ જગાડીને, સુણાવ્યો મંત્ર ખાદીનો. ૧
નીહાળી માલ પરદેશી, બન્યો તો દેશ દીવાનો;
કરી જાદુ એ ગાંધીએ, કર્યો ગુલતાન ખાદીમાં. ૨
ફસાઇ મોહના ફાંસે, બધો આ દેશ ચુસાયો;
દયા એ મોહને લાવી, બતાવ્યો માર્ગ ખાદીનો. ૩
જુવો સ્વરાજ્ય ખેંચાતુ, સુતરનાં તાંતણે આવે;
સુધરવા હિન્દનું ભાવી, સ્વીકારો વસ્ત્ર ખાદીનાં. ૪
ગઇ ફેશન ભુલી જાવો, ખીલવવા દેશની સિદ્ધિ;
સપુત સંતાન ભારતના, કરો ઉદ્ધાર ખાદીનો. ૫
ચતો બરબાદ ના પૈસો, બધો આ દેશમાં રહેતો;
હુજારો રંક કુટુંબો, કરે એહસાન ખાદીનો. ૬
રીસાઈ ગઈ બધી લક્ષ્મી, કુસંપી હિંદ જાણીને;
મનાવા લક્ષ્મી દેવીને, ધર્યો પોશાક ખાદીનો. ૭
ઘણો રૂડો ઘણો સોંઘો, ટકાઉને ઘણો સાદો;
વહાલા હિન્દને સારૂ, ભલો પોશાક ખાદીનો. ૮
ઘરોઘર રેંટીઆ દેખી, વિદેશી મીલવાળાનાં;
જળે છે હાય ! હા હૈયાં, પહેરે હિન્દ હવે ખાદી. ૯
વિદેશી માલ પહેરીને, કરેલાં પાપ ધોવાને;
હવે પસ્તાયલા હિન્દે, સ્વીકાર્યો વેશ ખાદીનો. ૧૦
હશે જ્યાં પૂજ્ય એ ખાદી, થશે ત્યાં પૂર્ણ આબાદી;
ભલું જો દેશનું ચાહો, સ્વીકારો વેષ ખાદીનો, ૧૧

# એવા જીવનને શું કરે ?

હરિગીત.

જન્મી વૃથા આ જગતમાં નવ દેશની સેવા કરી,
"આ હિંદ મારો દેશ મારી માત" નવ મુખ ઉચરી:
જેનો જનમ નવ દેશબંધુનાં હૃદય પ્રેમે ભરે,
ઓ ઇશ્વરા અમ આર્યના એવા જીવનને શું કરે ?

યશગાન જેનાં ગાય કો ના અશ્રુ સારે મર્ણથી,
શિતળ મળે નહિ છાંયડી જેના મધુરા શર્ણથી:
સંભારતાં ના સ્નેહ છૂટે નામ જેનું નવ ચહે,
ઓ ઇશ્વરા અમ આર્યના એવા જીવનને શું કરે ?

પરમાર્થના નહિ કાર્યમાં કર હર્ષથી લાંબો કરે.
દારિદ્ર જાએ દેશનું ના સંપત્તિ આવી ઠરે:
હુન્નર કરે નહિ અવનવા ભંડારમાં પૈસો ભરે,
ઓ ઇશ્વરા અમ આર્યના એવા જીવનને શું કરે ?

નાનાલાલ દલપતરામ પટેલ.

# ક્યાં ?

ગઝલ.

નક્ષત્રિ પૃથ્વીને કીધી,
પ્રજાવ્યા સુર રાજોને;
અહો એ ફરશી ધરનારા,
ગયા દ્વિજરાજ* આજે ક્યાં ?
ધનુર્ધર ધીર કહેવાઇ,
ગયા ઇતિહાસ દીપાવી;
અરે એ રામ અર્જુન કર્ણ,
ને અભિમન્યુ આજે ક્યાં ?
ગદાઓના પ્રહારો થી,
ડગાવ્યાં દિલ દુશ્મનનાં;
હનુમન, ભીમ અંગદ શા,
અડગ યોદ્ધાય આજે ક્યાં ?
ચલાવી તાતી તરવારો,
જતા સ્વાતંત્ર્યને માટે;
નકુળ, ઉદલ, શિવાજી સમ,
રણાંગણુ વીર આજે ક્યાં ?
ઉપાડી સાંગ સબળી ને,
ઉઠયો સ્વાતંત્ર્યને ખાતર;
ગયો એ ક્ષત્રિકુળ ચૂડામણિ,
પરતાપ આજે ક્યાં ?

સીતારામ શર્મા.

* પરશુરામ.

# જુઓ કંઇ આંખ ખોલીને !

**ગઝલ-કવ્વાલી.**

જનેતા રાંકડી રોતી, ઉગારો આંખ ખોલીને;
પ્રભુના પ્રેમની જ્યોતી, પ્રસારો પાંખ ખોલીને.

હતું જે હાથમાં પૂર્વે, સર્યું તે હાથથી સર્વે;
ગુમાવ્યું કેટલું ગર્વે ? વિચારો આંખ ખોલીને.

સકળ સંસાર સાધનમાં, હતા ગુણવાન ગુણિજનમાં;
વિલસતા જ્ઞાન અંજનમાં, પ્રચારો આંખ ખોલીને.

ઉપાડ્યો જે ન ઉપડતો, હજારો રત્નને ઘડતો;
રહ્યો છે દેશ રડવડતો, વિચારો આંખ ખોલીને.

સજી છે પાપની સજ્જા, લુંટાવી પૂર્વની લજ્જા;
સમર્પ્યાં માંસને મજ્જા, સુધારો આંખ ખોલીને.

બુડ્યા શું બેવફાઇથી ? ઠગાયા શું સફાઇથી ?
વધ્યા ચોરો સિપાઇથી ? વિચારો આંખ ખોલીને.

કુટિલ કર્મો કરી કુડાં, બન્યા ભૂંડા થકી ભૂંડા;
ઉતરતા પાપમાં ઉંડા, ઉગારો આંખ ખોલીને.

ગયું ક્યાં નૂર સૂરજનું ! વહ્યું ક્યાં નીર પૂર્વજનું ?
જતું ધન-ધર્મ ધીરજનું, બચાવો આંખ ખોલીને.

હતી જે ગાજતી જગમાં, ધડકતી વિજળી રંગમાં;
ધ્વજાઓ ફર્કતી નગરે, પ્રસારો આંખ ખોલીને.

સ્તુતિના શબ્દ જ્યાં સાજે, વિજયનાં દુંદુભી વાજે;
ભરો શું અંતરે આજે ? વિકારો આંખ ખોલીને.

ગમે નહિ જ્ઞાનની વાતો, ન સૂઝે સંત સંઘાતો;
    વિષમ આ વિષયની વાટો, વિસારો આંખ ખોલીને.

બની કાયર પડયા પાછા, બધા ઉંધા વળ્યા પાસા;
    ઉદય કિરણો હવે આછાં, ઉતારો આંખ ખોલીને.

રહ્યો એકે નથી આરો, રડી શું એમ પોકારો ?
    કરો શું આમ જન્મારો, અકારો આંખ ખોલીને ?

બતાવ્યું જ્ઞાનના ગ્રંથે, સુણાવ્યું સ્નેહથી સંતે;
    હવે કર્તવ્યને પંથે, પધારો આંખ ખોલીને.

ગુમાવ્યું મેળવો પાછું, તમે વર્ચસ્વ પૂર્વજનું;
    નવું જીવન હવે આછું, વધારો આંખ ખોલીને.

ગયું તે છો ગયું ભાઇ ! ન રહેવું બેસી પસ્તાઇ:
    'ગઈ એ રાતની રાઇ,' વિસારો આંખ ખોલીને.

ભલાઈની ભવાઇમાં, પડયો પૂળો કમાઈમાં;
    કરો વીરા ! વડાઇમાં, વધારો આંખ ખોલીને.

ગયા નિજ માર્ગને ભૂલી, બની શક્તિ બધી લૂલી;
    પ્રભુને પારણે ઝૂલી, પધારો આંખ ખોલીને.

**વસંત.**

## તાજ વગરના રાજા.

( ઓ વ્હાદેવી ઘર ઘર તું ઘૂમીરે હિંદુસ્તાનમાં )

જય ગાંધીજી, તાજ વગરના રાજા હિંદુસ્તાનના;
પાય લાગુંજી, કર્મવીર લાડીલા ભારત માતના. જય૦

પરતંત્ર પીડાથી છોડવવા,
નિજ દેશ તણી ચઢતી કરવા;
વળી દુઃખ સઘળાં દીનનાં હરવા, જય ગાંધીજી.

પરદેશી કાપડને બાળી,
થયાં શુદ્ધ સકળ નર ને નારી;
સુશોભિત ખાદી અંગ ધરી, જય ગાંધીજી.

ઘરઘરમાં રેંટીઆ ફેરવવા,
સૌ નરનારીને બોધ કર્યા;
શુદ્ધ ખાદીથી તનને શોભવવા, જય ગાંધીજી.

પોકાર ગરીબનો કાન ધરી,
દોડયા વ્હારે ઝટ વ્હાલ ધરી;
બનતી નિજથી જન સેવ કરી, જય ગાંધીજી.

વૈભવ સઘળો છોડી દઇને,
ભારત માટે ફકીરી લઇને;
જગવ્યા જન દેશ ફરી ફરીને, જય ગાંધીજી.

ભારતનું ગૌરવ જાળવવા,
ત્હેં તન મન ધન કુરબાન કર્યાં;
બંસી સુરથી સૌ દીલ હર્યાં, જય ગાંધીજી.

શાન્તિનો મોંઘો મંત્ર ભણી,
સત્યાગ્રહીએ નિજ દેહ દમી;
"મરવું પણ મારવું કોઇ નહિ," જય ગાંધીજી.

સ્વરાજ સુતરના તાર થકી,
ખેંચાતું આવે એજ નકી;
સુદર્શન ચક્રની સ્હાય થકી, જય ગાંધીજી.

અસહકાર તણો રણ જંગ રચી,
લડતો વીર કેસરી કેડ કસી;
ઘા પડતાં પણ નહિ જાય ડગી, જય ગાંધીજી.

**નાનાલાલ દલપતરામ પટેલ.**

# મોહનની મોરલી.

ગઝલ.

વગાડી મોરલી મોહન
લગાડી લાલ તેં લગની;
અનુપમ એકતા સ્થાપી,
ગણીને ભ્રાત ને ભગની.
સુણાવ્યા દિવ્ય મંત્રોને,
વીણાઓ સત્યની વાહી;
સજાવ્યાં નીતિ-શાસ્ત્રોને,
કરે ધ્વજ સત્યની સાહી.
અહમ્‌ના ભાવને ભેદી,
રહી સૌ ભેદને છેદી,
અજબ જાદુ ભરેલી એ,
મધુરી મોરલી તારી.
જગાડયા ભારતી પુત્રો,
મતિની તેં ગતિ માપી;
ભણાવ્યાં સ્નેહનાં સૂત્રો,
નસેનસ ભક્તિ રહી વ્યાપી.
નચાવ્યાં રાજ ! જડ-ચેતન,
વગાડી તેં વીણા મોહન;
સ્વીકારો સાધુજન તમને,-
અમારાં પ્રેમ વંદન છે.

નાનાલાલ દલપતરામ પટેલ.



વગાડી મોરલી **મોહન**, જગાડી દાસ તે જગની;
અનુપમ એકતા સ્થાપી, ગણીને ભ્રાત ને ભગની.

# ગયા તે તો સદા માટે.

## ગઝલ–કવ્વાલી.

હમારા દેશના વીરા, ગયા તે તો સદા માટે !
પુરાણા હિંદના હીરા ! ગયા તે તો સદા માટે !
દિશાઓ હાકથી ગાજે, નસોમાં વીરતા વાજે;
નિરખતાં દેવ પણ લાજે, ગયા તે તો સદા માટે.
પ્રજાનાં પાપ ધોવાને, અવરનાં આંસુ લ્હોવાને:
ધવાતા ઘા રૂઝવવાને, ગયા તે તો સદા માટે.
સહોછો સ્નાયુના લકવા, કરોછો બહુ મુખે બકવા;
દવા તો લેશ લીધી ના ! ગયા તે તો સદા માટે !
બહુ નાના બન્યા મોટા, તમે મોટા થયા ખોટા !
ગળે જે સ્વાર્થના ગોટા, ગયા તે તો સદા માટે.
શરીર છે પાણી પરપોટો, ધરો શું મોહ મન મ્હોટો ?
ખલકમાં શો પડ્યો તોટો ? ગયા તે તો સદા માટે.
બન્યા છો સર્વથી છોટા, રહ્યા નહિ દોરીને લોટા !
ગુમાવ્યા વીરનર મોટા, ગયા તે તો સદા માટે.
ધર્યું પૂર્વે પ્રબળ બહુએ, ડુબાવ્યું આજ તે સહુએ !
રૂવો શું દર્દદિલ સહેતાં ? ગયા તે તો સદા માટે.
જીગરના ઘા બહુ ખાધા ! મલમપટ્ટા નથી કીધા;
હતાં જે સાધનો સીધાં, ગયા તે તો સદા માટે.
બહુ ખાધું અને પીધું ! બહુ લીધું અમે દીધું !
છતાં ના કંઇ કર્યું સીધું ! ગયા તે તો સદા માટે.
ઉછાળો શબ્દનાં મોજાં, પળાવો આંગણે રોજાં !
ઉઠાવો કર્મના બોજા ! ગયા તે તો સદા માટે.

હજારો આફતો વેઠી, વિપત્તિ મૂળમાં પેઠી;
પડી સૌ શક્તિઓ હેઠી, ગયા તે તો સદા માટે.
પનોતી લોહની લાગી, હૃદયની ભવ્યતા ભાગી;
સ્વધર્મી મર્મ અનુરાગી, ગયા તે તો સદા માટે.
ચહડયા છો પાપને ચીલે ! પડયા છો કાર્યમાં ઢીલે !
જડયા છો બંધને ખીલે ! ગયા તે તો સદા માટે.
સફલતા સત્ય ચૂકો છો, ઉદયનો માર્ગ મૂકો છો:
વચન પર શીદ થૂંકો છો, ગયા તે તો સદા માટે.
વચન કાજે જીવન દેતા, પ્રતિજ્ઞા કાજ સહુ સહેતા;
વડાઇનાં વચન કહેતા, ગયા તે તો સદા માટે.
બહુ ગાયું અને રોયું, ખવાયું તે બધું ખોયું !
સુધાર્યું કામ ના એકે ! ગયા તે તો સદા માટે.
ગુમાવી હાથથી બાજી, ન રાખ્યા ઇશને રાજી;
જનેતા રાંકડી લાજી ! ગયા તે તો સદા માટે.
ગજાવીને ત્રણે લોકો, શમાવે સ્નેહના શોકો;
પડાવી દુષ્ટને પોકો ! ગયા તે તો સદા માટે.
ખુશીથી ઝેરને ફાકી, ન રાખ્યું કંઇ હવે બાકી;
બન્યા પૂરા બળદ ખાખી ! ગયા તે તો સદા માટે.
ઉડાવો ખાકના ગોળા, જમાવો અંતનાં ટોળાં;
રઝળતાં રંક થઇ રોળાં, ગયા તે તો સદા માટે.
ગયા તે શું નહિ આવે ? ફરી નિજ દર્પ બતલાવે ?
જલાવે શું જીગર હાવે ? ગયા તે તો સદા માટે !

વસંત.

# લેશ ના પરવા.

ગઝલ.

કરો નિંદા અમારી કે,
વખાણો વ્હાલથી પ્યારા;
વદો ભુંડા અગર સારા,
અમારે લેશ ના પરવા.

મળો લક્ષ્મી અખૂટ યા તો,
ગરીબી હાલ આવોને;
ભલે બેહાલ થાઓને
અમારે લેશ ના પરવા.

મરણ હમણાં ભલે થાતું,
યુગો પર્યન્ત લંબાતું;
વિધિનું ધાર્યું છો થાતું,
અમારે લેશ ના પરવા.

ધરી સમશેર રણમાંહી,
ઉભા શત્રુ તણી વચ્ચે:
ભલે ગરદન કપાયે કે,
રહે તેની નહિ પરવા.

વગાડી શૌર્યનાં વાજાં,
જગાડયા દેશના વીરા;
ફૂટે કે એ રહે સાજાં,
અમારે લેશ ના પરવા.

નાનાલાલ દલપતરામ પટેલ.

# ધન્ય ભૂમિ.

## લાવણી.

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્ય લેખ કંઇ ભવ્ય દિસે,
સહુ સાધુનો સાચો સાધુ સાભ્રમતી જલતીર વસે.
ધન્ય ભૂમિ.

રસકસ તારો ફરી બતાવા દેવલોક અહિં આવ્યો છે,
ધર્મ કર્મને સતેજ કરવા ભારત દેશ જગાવ્યો છે.
ધન્ય ભૂમિ.

દિવ્ય તેજ એ દિવ્ય ફકીરી દેશ પ્રેમ પ્રગટાવે છે,
પયગમ્બરી એ પ્રભા અનેરી દિલ દિલ જ્યોત જગાવે છે.
ધન્ય ભૂમિ.

ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી ધન્ય ભાગ્ય એ નંદનવન,
ધન્ય ભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા જ્યાં પ્રકટે પ્રભુતાનાં જન.
ધન્ય ભૂમિ.

મોહન ત્હારૂં નામ મીઠું રગરગ ચેતન લાવે છે,
સેવાના હો! સન્ત ગાંધીજી દર્શનથી મન ભાવે છે.
ધન્ય ભૂમિ.

કાશી કે મથુરાથી આજે રાજનગર કંઇ ઓર દિસે,
સાભ્રમતી જલ લોટી લોટી ગંગા યમુનાં આવી વસે.
ધન્ય ભૂમિ.

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરિતા તીર,
પ્રજાવર્ગને છે અભિનંદન જ્યાં રમતા પયગમ્બર વીર.
ધન્ય ભૂમિ.

**મોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.**

# અમારી ફર્જને માટે.

કવ્વાલી.

ડરીશું નહિં અમે કોથી, અમારી ફર્જને માટે;
ઝૂઝીશું બસ અમે સૌથી, અમારી ફર્જને માટે.

નથી જીવન તણી આશા, નથી મરવા થકી ડરતા;
અડગ અવ હામ બીડી છે, અમારી ફર્જને માટે.

નથી ધન માલની વાંચ્છા, નથી દરકાર દુનિઆની;
સગાંના સ્નેહને ભૂલશું, અમારી ફર્જને માટે.

અમારાં જ્ઞાન છે શુચિ, અમારાં કર્મ શુદ્ધજ છે;
ઉરે પણ ધ્યાન ન્યારૂં છે, અમારી ફર્જને માટે.

ભલે દુનિઆ હસે અમને, નથી પરવા અમોને તે;
નથી ઐશ્વર્યની ઇચ્છા, અમારી ફર્જને માટે.

સહીશું ટાઢ ને તડકા, સહીશું સુખને દુઃખો;
છતાં એ જાપ તો જપશું, અમારી ફર્જને માટે.

ફરીશું જંગલે જંગલ, રખડશું રાન વેરાને;
પરંતુ ધ્યાન નહિં છૂટે, અમારી ફર્જને માટે.

નિજાનંદે સદા ફરીશું, નિજાનંદે સદા ડરીશું;
છતાં નીત્યે ખડા રહીશું, અમારા કર્મને માટે.

સીતારામ શર્મા.

## ઓ ભારત જન જાગોરે.

### ભૈરવી.

ભારતભૂમિ જાય રસાતળ ઓ ભારત જન જાગોરે,
આર્ય તનુજ તેજસ્વી બળીઆ લાંબા થઈ શું સૂતારે;
જાગો કુળ જાતિપર પ્યારા હાય પડે છે જૂતારે–ભારત.

જે દેશમાં પરદેશી લોકો રાતા થઇ શું ફરતારે;
તે દેશના બાલુડા તમને ખાવાના પણ સાંસારે–ભારત.

લાખો જન રોળાઈ જાએ નિજ દેશને માટેરે;
"મારૂં હિંદ કહે નહિ' કો જન તે દેખી ઉર ફાટેરે–ભારત.

ઉજ્વળ કીર્તિ આર્ય જનોની જાહેર જગમાં જુનીરે;
આપ છતાં ભૂંસાઇ જાએ વાત ન નાની સૂનીરે–ભારત.

દેશી માલ નજરે નહિ આવે વિદેશે મન મોહ્યુંરે;
ફેશન ફાંસો ધાલી પ્રીતે જીવન સાધન ખોયુંરે–ભારત.

ભ્રાતૃ ભાવ ગયો ભુંસાઇ કલેશ ઉછેર્યો ભાવેરે;
હું ઉંચો તું નીચો હા શિવ ! કેમ અધમતા ના આવેરે–ભારત.



# ગાંધીનું ગુજરાત.

ગાંધીનું ગુજરાત
ગણાયે,
ગાંધીનું ગુજરાત !

ગુર્જર દેશે વિરલ મૂર્તિ એ વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઇ ચેતન પ્રકટે, જોતાં એની જમાત;
જેમાં સાચા સાધુઓ ભ્રાત–
ગાંધીનું ગુજરાત !

સાબરમતીના સુન્દર તટપર પ્રગટયું નૂતન પ્રભાત,
મોહન તુજ સત્યાગ્રહ બંસી, સૂર સુણી સહુ જાત;
કરે મીઠી ઐકયની વાત–
ગાંધીનું ગુજરાત !

દેશભક્તિ ને રાજભક્તિની સાચે સાચી વાત;
નિર્ભયતા ને સત્ય વચનની, દિક્ષા દઇ ત્હેં તાત !
બનાવ્યું નવું ગુજરાત–
ગાંધીનું ગુજરાત !

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

# ગાંધીજીને ચરણે.

[ સુરતાની વાડીના મીઠા મોરલા...એ રાગ ]

( ૧ )

ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા,
ધન્ય દીપાવી ગુણીયલ ગુર્જર માત જો !
સ્વતંત્રતાનો અરૂણોદય આજે થયો,
પારતંત્ર્યની ઘટવા માંડી રાત જો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.

( ૨ )

સળેકડા શા ગુર્જર શિશુએ સ્નેહથી,
શિખવ્યો શાન્તિ કેરો મોંઘો મંત્ર જો !
સત્યાગ્રહીએ શુદ્ધ ચિત્તથી સર્વને,
દર્શાવ્યો નિજ દેશ ઉન્નતિ પંથ જો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.

( ૩ )

સાગર તટ પર ઉભો રહીને એકલો,
મોહન મીઠી મોરલીઓ નિજ વાય જો !
દિવ્ય સૂરીલા નાદ થકી એ બંસીના,
સૂતાં ભારત બાળો બેઠાં થાય જો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.

( ૪ )

અદ્ભુત આકર્ષણથી બંસી નાદના,
ભારત દિલડાં તુજ પ્રતિ ખેંચાય જો !
આહુતિ દેવાને ભારત યજ્ઞમાં,
બાલ, વૃદ્ધ, ને સ્ત્રી રત્નો ચિત્ત ચાહ્ય જો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.

( ૫ )

પાઠ પઢાવે સત્ય અને નીતિ તણા,
અનુભવવાને આત્મા બળ આલ્હાદ જો !
અચેત જીવનમાં નવ ચેતન રેડતો,
અપૂર્વ રસ-નિજ દેશ સેવ-છલકાય જો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.

( ૬ )

**शठं प्रति सत्यम्** નાં સૂત્રો બોધતો,
અડગ ટેકીલો સ્વરાજવાદી વીર જો !
કર્મવીર લાડીલા ભારત માતના,
અનુપમ ચરણે નમતું આજે શિર જો !
ધન્ય ગાંધીજી ગુર્જર કેરા બાલુડા.

**નાનાલાલ દલપતરામ પટેલ.**

# પ્રિયતમને પ્રશ્ન.

ગઝલ.

પ્રિયતમ પ્રેમી છો પ્રિયના,
જગત પ્રેમી થશો ક્યારે ?
ઉગારો હસ્ત મુજ ગ્રહીને,
જગત ઉદ્ધારશો ક્યારે ?
સ્વામિ મમ સાથી સુખદુઃખના,
જગત સાથી થશો ક્યારે ?
મ્હને સન્માર્ગ દોરો છો,
જગતને દોરશો ક્યારે ?
કવિ વક્તા ને સાક્ષર છો,
નિરક્ષર તારશો ક્યારે ?
સદા જ્ઞાની ગણાઓ છો,
સુવિદ્યા આપશો ક્યારે ?
વીરોના શૌર્ય પૂજક છો,
રણાંગણ શોભશો ક્યારે ?
કીતાબો ખૂબ ખોલી છે,
દુઃખી દિલ વાંચશો ક્યારે ?
ગૃહે ગૃહરાજ્ય ઇચ્છો છો,
સ્વરાજે રાચશો ક્યારે ?
પ્રિય મુજ સર્વ આશા છો,
જગત આશા થશો ક્યારે ?

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

## પ્રભો ! જેવું હતું તેવું ફરી ભારત બનાવી દો !

ગઝલ.

પ્રભો ! જેવું હતું તેવું, ફરી ભારત બનાવી દો !
જૂનું તો છો રહ્યું જૂનું, નવા જગને બતાવી દો !
રજત્ રત્નો સ્ફટિક કાંચન, ખનિજ ધનનાં ખરા રક્ષક;
પહાડોના સદા સાવધ, ખડા પહેરા ભરાવી દો !
અહોનિશ અસ્ખલિત્ વહેતી, સરિત્ જળથી સ્થળે સ્થળનાં,
કૃષિ ક્ષેત્રો વિવિધ ધાન્યે, ચતુર્દિશથી છવાવી દો !
વનૌષધથી ભર્યાં ભારે, હરિત્ ધન વૃક્ષરાજિનાં;
વનો વનરાજ વ્યાઘ્રોની, ભીષણ ઘોરે ગજાવી દો !
તૃણાગારે જઈ ચરતાં, અહીં તહીં ધેનુનાં વૃન્દે;
સુરીલી ગોપજનની વાંસળી વ્હાલી બજાવી દો !
ફૂલી-ફાલી મનોહર ફૂલવાડી વૃક્ષની ડાળે,
કળાધર કોકિલાના મીઠડા ટહુકા સુણાવી દો !
ગિરિ ગહ્વર પતિત પાવન, પ્રદાતા મોક્ષનાં તિર્થો;
તપસ્વી સાધુ સન્તોની, અલખ ધુનથી જગાવી દો !

સતાબ્દિથી શિખર સૂનાં, અમર સત્ કીર્તિના સ્મારક;
હતાં તેવાં ગગનભેદી, અડગ ઉંચાં ચણાવી દો !
પઠન પાઠન પ્રવૃત્તિની, પ્રકર્ષક પર્ણકુટીઓ;
ગુરૂવર શિષ્ય ગભરુ, બ્રહ્મચારીથી સુહાવી દો !
સનાતન ધર્મનો સદ્બોધ, દેતા શાસ્ત્રને જ્ઞાને;
હૃદય ઉંડાણુથી અજ્ઞાનની, આન્ધી ઉડાવી દો !
સુભટ નરવીર રણઘેલા, ધુરન્ધર રાજનીતિજ્ઞો;
પ્રતાપી કર્મવીરોથી, વરદ કાર્યો કરાવી દો !
સુપુત્રોની સુખી જનની, ગૃહિણી ગૃહલક્ષ્મીના;
પ્રસન્ન વદને ગૃહસ્થોનાં, ગૃહાંગણીયાં દીપાવી દો !
અતુલ વૈભવ અને વિજ્ઞાનથી ભૂષિત ભારતની;
નવા જગથી ભલે ભગવન્ ! પછી તુલના કરાવી દો !

**પરિમલ.**



# ઉદ્બોધન.

પ્રભાત.

સોડય તાણી સુતો વીર શાને રહ્યો ?
ઉઠ ધરી ધીર બળવીર વહેલો;
ડંક જો ગડગડે દેશ ચેતન તણો,
સદ્ય તૈયાર થઇ વાધ્ય પહેલો.

વિજય ટંકાર હોકાર સાથે કરી,
વીર ! વરી આવ્ય સ્વાતંત્ર્ય દેવી;
દેશને ભીડ પડી કર્મવીરો તણી;
એ સમે શાંતિની વાત કેવી ?

દેશભક્તિ તણા યજ્ઞની વેદીમાં,
સ્વાર્થનો વીર તું હોમ કરજે;
આજના અવસરે માત્ર તું ચિત્તમાં,
દેશના કાર્યનું ધ્યાન ધરજે.

ભૂખથી તરફડે દેશ ભાંડુ ઘણા,
આપણે ચેનથી કેમ જમીએ?
ભોગ વિલાસ રૂઘળા કરીને પરા,
કામ જનહિતનાં કાં ન કરીએ?

વસ્ત્ર વિણ નગ્ન હાલત ઘણાં ભોગવે,
શરમથી આપણાં ભાઇ બ્હેનો;
દુઃખથી ઔષધિ વિણ લાખો મરે,
શોધીએ સદ્ય ઉપાય તેનો.

આપણા કર્મમાં હાય પરભૂમિમાં,
આળ કેરું 'કુલિ'નું જ ચોટયું;
આળ એ ટાળવા યુગ પલટાવવા,
આપણા શીરપરે ઋણ મોટું.

સાંભળો, સાંભળો! નાદ એ શંખનો,
દેવગણ સાથ મળીને વગાડે;
હિંદુ, ઇસ્લામી, જરથોસ્તી ને જૈનને,
ઘોર નિદ્રા મહીંથી જગાડે.

સોડચ તાણી સુતા વીર શાને રહ્યા?
સદ્ય જાગો ધરી ધીર વહેલા;
દેવ આહ્વાનને પ્રિછી લઇ પ્રેમથી,
કર્મક્ષેત્રે ઝુકો સૌથી પહેલા.

સીતારામ શર્મા.

# બંસરી.

ગઝલ.

ગરવી ગુજરાતની ગીરા,
વધાવો વ્હાલથી વીરા;
હવે તો હીંદના હીરા,
બજાવો બાલુડા બંસી !

પુનિત એ પુણ્યની મૂર્તિ,
મધુરી આર્યની કીર્તિ;
ધર્મને સ્નેહની સુરતી,
બજાવો બાલુડા બંસી !

ધીરાઓ ધર્મવીર થાજો,
નહિ તો દાનવીર થાજો;
વીરાઓ કર્મવીર થાજો,
બજાવો બાલુડા બંસી !

હૃદયમાં ભક્તિને ભરજો,
મગજમાં નીતિને ધરજો;
અહિંસા મુક્તિથી તરજો,
બજાવો બાલુડા બંસી !

કવિ રણછોડલાલ મહાસુખરામ.

## અમૃતસરને અભિવંદન.

રૈયા લાવણી:

અમૃતસર તુજને અભિવન્દનઃ
ગુરૂ ગોવિંદની કર્મભૂમિ !
પૂજ્ય પુરી વીર શીખ પ્રજાની;
નમીએ તુજને ચરણુ ચૂમિ.

સ્વતંત્રતાની વેદી મહીં તેં—
બળી અર્પ્યું નિજ આત્મતણું:
હિંદ હ્રદય હ્રદયે કોરાયું,
નામ જાલીયાંબાગ તણું.

અમૃતસર તુજ રગરગ મધ્યે,
ધોધ વહે અમૃત તણા;
તુજ યશ કેરા સુવાસ વિશ્વે,
ફોરી રહ્યા ઘેરાજ ઘણા.

શહીદો* તુજ સ્વર્ગે સિધાવ્યા;
હિંદ તણી મુક્તિ માટે;
ચેતનવંતી વીર નગરી તેં,
સહ્યું કષ્ટ સીરને સાટે.

ભલે દીન વેશે દેખાતી,
આત્મા તુજ ગૌરવશાળી;
સ્વતંત્રતાના પ્રાચીન યુધ્ધે,
છે કીર્ત્તિ ઉજળી ત્હારી.

તવારીખમાં સુવર્ણાક્ષરે,
નામ થયું અંકિત તારૂં;
રણુજીત કેરી પાટભૂમિ,
તુજને અભિવંદન હો મારૂં.

સીતારામ શર્મા.



* સ્વદેશ અર્થ મૂએલા વીરો.

# આદર્શ જીવન.

હરિગીત.

શાન્તિ પથે પળીને સદા ના દિલ કોનું દુભવે,
સરજેલ વિશ્વપતિ તણાં સૌ ભાવ એ દિલમાં વસે;
ચાહે સહુને સ્નેહથી સમભાવના ઉરમાં ધરે,
જન્મી જગતમાં સંત વીરલા જીંદગી સાર્થક કરે.

ધારી નીતિનાં સત્રને ચૂકે નહિ નિજ ધર્મથી,
જાએ ભલે જીવન છતાં ડગતા નહિ સત્કર્મથી;
નિજ દેશની સેવા મહીં પ્રત્યેક શક્તિ વાપરે,
જન્મી જગતમાં સંત વીરલા જીંદગી સાર્થક કરે.

અરનિશ હિત ઇચ્છે હૃદયમાં દ્વેષ ના કોથી કરે,
ત્યાગી હમેશાં સ્વાર્થને પરમાર્થને આગળ ધરે;
માતૃભૂમિ ઋણ વાળવાને પ્રાણ પણ જે પાથરે,
જન્મી જગતમાં સંત વિરલા જીંદગી સાર્થક કરે.

ગાળે જીવન સાધુ સમું સાદું અને નિષ્કામ જે,
ઉચ્ચ ભાવના ભક્તિ ભર્યું આદર્શ જીવન ધન્ય એ !
ડરતા રહીને આત્મનાદે પાપ ના કો આચરે,
જન્મી જગતમાં સંત વીરલા જીંદગી સાર્થક કરે.

**નાનાલાલ દલપતરામ પટેલ.**

## દેખાડશો ક્યારે ?

ગઝલ-કવ્વાલી.

અમૂલા ધર્મ પૂર્વજના, ધરી દેખાડશો ક્યારે ?
પરાક્રમ વીર તનુજોનાં, કરી દેખાડશો ક્યારે ?

હતા પૂર્વે બહુ મોટા, થયા શાથી હવે છોટા ?
પડ્યા જે વીર્યના તોટા, ભરી દેખાડશો ક્યારે ?

કહોછો વીરપુત્રો છો, કહો છો 'સૌ સુપુત્રો છે;'
બતાવી પાત્રતા પહેલી, તરી દેખાડશો ક્યારે ?

વડીલો યજ્ઞવેદીમાં, ધુનીને ધમધમાવીને;
જગત્ પાવન કરી દેતા, ફરી દેખાડશો ક્યારે ?

હતા દાનેશ્વરી પૂરા, કરણ ને પાર્થ સમ શૂરા;
ચળકતા હિંદના હીરા, ફરી દેખાડશો ક્યારે ?

હમેશાં દેશહિત ચ્હાતા, હૃદયના નીરમાં ન્હાતા;
મહા બળવાન ગુણજ્ઞાતા, ફરી દેખાડશો ક્યારે ?

સમરમાં કીર્તિ વરનારા, અમર નિજ નામ કરનારા;
અચળ ઉત્સાહ ધરનારા, ફરી દેખાડશો ક્યારે ?

ધીરજ ને ધામ ધરનારા, વિજયની માળ વરનારા;
અરિનું હીર હરનારા, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી રામ રણધીરા, ભરત જેવા અચળ વીરા;
ભક્ત હનુમંત સમ હીરા, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી પાંડવો પ્રેમી, કુશળ શ્રીકૃષ્ણજી સ્વામી;
વિદુર-ઉદ્ધવ સમા નેમી, ફરી દેખાડશો ક્યારે ?

પ્રતાપી પ્રાણ દેનારા, પ્રજાનાં કષ્ટ હરનારા;
કસોટી તીવ્ર સહેનારા, ફરી દેખાડશો ક્યારે ?

કર્યાં જે તેમણે કામો, ઉઘાડયાં સ્વર્ગનાં ધામો;
તમે પણ એ સમાં નામો, ફરી દેખાડશો ક્યારે ?

સ્વીકારી શુદ્ધ આ સેવા, પ્રભુ દઇ મોક્ષના મેવા–
દિવસ અતિ ઉજળા એવા, હરિ ! દેખાડશો ક્યારે ?

**વસંત.**



# જીવન ચેતન ભર્યાં.

જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં,
જાગ્યો જાગ્યો છે હિંદી સમાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

તિમિર નાસ્યું તેજ પ્રકાશ્યું,
નૂતન ભાવનાના ઉગ્યા રવિરાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

પંખી બોલે દિલડાં ડોલે,
રાષ્ટ્ર ગીતોના ઐક્યને અવાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

વાયુ વાયે સંદેશ લાવે,
હિંદ આવે વસન્ત રૂતુરાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

વેણું વાગે દિલ દિલ જાગે,
લાવે લાવે કન્હૈયો સ્વરાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

શુદ્ધ સરલતા વળી વિમલતા,
આજે શોભે છે ખાદીના તાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

બંગાલ પંજાબ મદ્રાસ મહારાષ્ટ્ર,
એની રાખી ગુજરાતે આજ લાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

જાગો બાંધવ જાગો બહેનાં,
આજ જાગ્યો છે સારો સમાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

જાગ્યો જાગ્યો છે હિંદી સમાજ હો !
જીવન ચેતન ભર્યાં ચેતન ભર્યાં.

**ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.**



# સમર્પણ.

હરિગીત.

ભારતભૂમિ તુજ ચર્ણમાં મેં આજથી મસ્તક ધર્યું,
તન મન અને ધન સર્વ મેં તુજ સેવમાં અર્પણ કર્યું;
કફની ધરી અંગે હવે યોગી બન્યો છું આજથી,
હિત તાહરૂં કરતાં હમેશાં નહિ ડરૂં હું તાજથી.

દેશે વિદેશે રટણ કરીને દુઃખ જણવું તાહરાં,
તત્પર રહેતાં સેવનામાં છો તૂટે દુઃખ વાદળાં;
રૂઠે ભલે અહ સામટા મૂકે મહાસાગર મહીં,
બાળે ભલે અગ્નિ વિષે પણ ટેક મમ તૂટે નહિ.

ઝુંડો ગ્રહી તુજ નામનો ગરજાવીને ગીરિ ગવ્હરે,
સૂતાં જગાડું બાળ ત્હારાં ઘોર નિદ્રાથી ખરે;
સંદેશ તારા કષ્ટનો જઇ તેમને હું સૂચવું,
તુજ સેવનાર્થે પ્રાણ દેતાં મોહ મિથ્યા કાં કરૂં ?

ચૂકશું નહિ કદી ધર્મ નીતિ પ્રાણની પરવા નથી,
ડગશું નહિ નિજ ટેકથી ઇંદ્રાદિ આવે ઉતરી;
જનની હવે તુજ દુઃખ દળવા ઇશ શક્તિ આપજો,
ભારત તણાં સંતાનમાં સમભાવનાને સ્થાપજો.

**નાનાલાલ દલપતરામ પટેલ.**

# વીરા ભલે આવ્યો રે !

[ વહાલા વેગે આવોરે...એ લય. ]

વીરા ભલે આવ્યો રે,
સન્દેશો શુભ લાવ્યો રે–
સ્વતંત્રતાનો સોહેલો હો જી.

એ સન્દેશે જાગ્યાં સહુ બાંધવ ને બહેન (૨)
વીરા ભલે આવ્યો રે,
સન્દેશો શુભ લાવ્યો રે,
સ્વતંત્રતાનો સોહેલો હો જી.

સોનાને પિંજર જેવાં પંખી પુરાયાં,
મીઠડા મેવાને લોભે અમ્હેં રે લોભાયાં,
લોભે લોભે ખોયાં લક્ષણ ખોયું ક્ષેમ–વીરા.

સુન્દરી રમાડે અમને હસતી નચાવે અમને,
મૃદુ મૃદુ હાથે મીઠી મીઠી પંપાળે અમને,
હાથે હાથે અટક્યાં અમ જીવનનાં વ્હેણુ–વીરા.

સોનાનાં હોયે તોયે પિંજર તે પિંજર,
કુદરતની લિજ્જત હોયે કુદરતની ભિતર,
સ્હમજાવી ત્હેં ભિતરના ભેદુની નેમ- વીરા.

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

# ૧૯૧૯ નું પંજાબ.

સોરઠા.

ભૂલાય શે પંજાબ ! દાવાનળ તુજ દુઃખડાં;
તૂટીં પડીયું આભ, સંકટનું તારે શિરે.

ખ્રિસ્ત પ્રજા જે વાર, યુદ્ધભૂમિમાં ઉતરી;
કરી બ્રિટનની વા'ર, હિંદે તો બહુ શક્તિથી.

યુદ્ધ તણો આદેશ, ઝાહેર જગમાંહિ થયો;
"બચાવવા છે દેશ, નાના સહુ મોટા થકી.

"સ્વતંત્રતા લૂંટાય, નાનાં નાનાં રાજ્યની;
"એ તે કેમ ખમાય, બ્રિટન સમ બળવાનથી.

"સત્ય, દયા ને ન્યાય, એ છે મંત્રો યુદ્ધના;
"કદી લેશ અન્યાય, કો, કોને કરશે નહિં."

તન, મન, ધન ને ધામ, ધરા સુપત્ની ત્યાગીને;
લડવા ગોગ્ય તમામ, હિંદીઓ યુદ્ધે ચડયા.

પશુબળનું અભિમાન, જર્મન લોકો રાખતા:
ઉતર્યાં નૂર, મદ, માન, ફાંકો, સહુ મિથ્યા થયો.

થઇ ઘોષણા ત્યાંય, પ્રમુખ વિલ્સન રાજની;
અખિલ વિશ્વની માંહ્ય, આત્મ તણા નિશ્ચય તણી.

ઉમદા સૂત્રો ચાદ, મૂકયાં જગની આગળે;
અટકયું એથી યુદ્ધ, શાન્તિની આશા મળી.

એ સૂત્રો પર આશ, જગની અવલંબી રહી;
ભારતવર્ષે ખાસ, ધરી આશ બ્રિટન પરે.

થયો કુઠારાઘાત, એ આશાના મૂળમાં;
સ્વતંત્રતા પર ત્રાપ, મૂકી હિંદી ઉપરે.

યુદ્ધ તણો આદેશ, વિસરાઇ સઘળો ગયો;
તિરસ્કારીને દેશ, યોજ્યો 'કાળો' કાયદો.

યુદ્ધનું આ ઇનામ, અમલદારોએ આપીયું;
ચમક્યું હિંદ તમામ, ઉલટા પાસા જોઇને.

રાજ્યદ્રોહની છાપ, ખોટી રીતે જો રહે;
તો તો મોટું પાપ, હિંદીઓના ભાગ્યમાં,

આપ્યો ઝાઝો બોધ, બ્રિટિશ સુબાને છતાં:
કર્યો ઉલટો ક્રોધ, અપમાન્યા હિંદી વીરો.

થઇ ગાંધીની ત્યાંય, સત્યાગ્રહની ઘોષણા;
સકળ હિંદની માંય, શોકે હડતાળો પડી.

અમલદારીનું રક્ત, ઉકળી આવ્યું એ થકી:
કાઢયાં સઘળાં શસ્ત્ર, પ્રજા વર્ગને પીડવા.

વર્તાવી દૈ આણ, આરંભ્યું અંધેરને;[1]
હર્યાં અમૂલા પ્રાણ, પંજાબી વીરો તણા.

વર્ત્યો હાહાકાર ! ગોળીથી માર્યાં જતાં;
ફૂલસમ કુમળાં બાળ, યુવાન, વૃદ્ધા નારીઓ.

---

૧ લશ્કરી કાયદો.

નગ્ન કરી બેહાલ, માર્યા ફટકા જોરથી;
ચલવ્યા પેટે ચાલ, નચવ્યા ખુલ્લા ચોકમાં.

વિમાનમાંથી બંબ, ફેંક્યા નિર્દોષો પરે;
લીધા ભારે દંડ, લૂંટ ચલાવી કારમી.

સ્ત્રીઓ કેરી લાજ* જોર જૂલ્મથી છોડવી;
જર્મન જેવાં કાજ, કીધાં મદના તોરમાં.

મોટા મોટા લોક, સજ્જન ને નિર્દોષને;
પકડી થોકે થોક, નાખ્યા કારાગ્રહ વિષે.

સમાજમાં સન્માન, થાએ જેઓનાં ઘણાં:
કર્યાં ઘણું અપમાન, ન્યાય ત્યજી દઇ વેગળો.

ફાંસી, દેશનિકાલ, શિક્ષા આંખમિચી કરી:
જૂલ્મ અતિ વિકરાળ, કર્યો દેશ પંજાબમાં.

રેંસી નાખ્યા લોક, બાગ જાલિયાંને વિષે;
રડે મૂકીને પોક, આત્મા હિંદ ભૂમિ તણો.

ભૂલાય શે પંજાબ ! એ દાવાનળ દુઃખડાં;
તૂટી પડયું છે આભ, સંકટનું તારે શિરે.

* મુખ ઉપરનો પડદો, ઘુંઘટ.

સીતારામ શર્મા.

## હવે તો આંખ ઉઘાડો.

**ગઝલ-કવ્વાલી.**

ખતા બહુ ખૌફના ખાધા ! હવે તો આંખ ઉઘાડો !
સડો શું ઉંઘમાં અંધા ? હવે તો આંખ ઉઘાડો !
ગુમાવી જીંદગાનીને, ખપાવી સિદ્ધિયો સઘળી !
લજાવી કૂખ માતાની, હવે તો આંખ ઉઘાડો !
ભરી છે વાસના ખોટી, કમાણી શી કરી મ્હોટી !
રહી નહીં અંગ લંગોટી, હવે તો આંખ ઉઘાડો !
રહી છે ભીખની ઝોળી, સળગતી અંતરે હોળી !
હસો શું ખાખને ચોળી ? હવે તો આંખ ઉઘાડો !
કીર્તિને પાણીમાં બોળી, ભરી પાખંડની ટોળી;
ઘૂમે છે નાશની ગોળી ! હવે તો આંખ ઉઘાડો !
વઢો શું ભાઈ ભાઈથી ? બની ખૂરા કસાઇથી !
ભર્યા પૂરા ખૂરાઈથી, હવે તો આંખ ઉઘાડો !
પડયાં છે ધર્મમાં કાણાં, ગયાં છે નામને નાણાં;
ન જન્મ્યા હાય ! શું પ્હાણા ? હવે તો આંખ ઉઘાડો !
ગુમાવ્યું નામ પૂર્વજનું, ન ધાર્યું ધ્યાન કારજનું;
વગોણું વેઠતાં જગનું, હવે તો આંખ ઉઘાડો !
અરે ઓ ! ધર્મના ઢોંગા ! અરે ! ઓ ભોગના રોગા !
અરે દુર્ભાગ્યના ભોગા, હવે તો આંખ ઉઘાડો !
બનો શું દંભના ભોગી ? બનો શું જૂઠના જોગી !
બનીને કર્મના યોગી, હવે તો આંખ ઉઘાડો !
વિષયની વાસના લાગી, વચનની ચેતના ત્યાગી;

હૃદયની ભાવના ભાગી, હવે તો આંખ ઉઘાડો !
અમીનાં નીર કંઇ સીંચો, હૃદયના હીરમાં હીંચો:
મમતના મોહને મીંચો, હવે તો આંખ ઉઘાડો !
બહુએ પાપવૃત્તિમાં, વણાયા દુષ્પ્રવૃત્તિમાં;
કદી દીઠા નહિ કૃતિમાં ! હવે તો આંખ ઉઘાડો !
કુટિલ આ પેટને માટે, ચ્હડયા શું કષ્ટને કાંટે ?
કદી નહિ કુરતા ખાટે ! હવે તો આંખ ઉઘાડો !
વિષયના નીચ સેતાનો, ઝીલે છે અંતરે તાનો !
જૂઓ જાગો જરા માનો, હવે તો આંખ ઉઘાડો !
ચ્હડો કર્તવ્યમેદાને, ઘૂમીને ધર્મના તાને:
રમો કંઇ મોક્ષના જ્ઞાને ! હવે તો આંખ ઉઘાડો !
તરીને તારજો જગને, ભરી નવરક્તથી રગને;
ટકાવી પુણ્યના પગને, હવે તો આંખ ઉઘાડો !
નયનનાં નીર લ્હોવાને, કર્યાં દુષ્કર્મ ધોવાને:
પ્રભુની જ્યોતિ જોવાને, હવે તો આંખ ઉઘાડો !

વસંત.



# સ્વરાજ્યની ચાવી.

ગઝલ.

ધરોધર રેંટીઆ રાખો, કહે છે મહાત્મા ગાંધી;
સુતરને તાંતણે લઇશું, વીરા સ્વરાજની સિદ્ધિ.
નથી લડવું નથી મરવું, નથી કાંઇ મારવા જાવું;
ભુષણુ એ ખાદી પહેરીને, અસહકારી હવે બનવું.
ગુમાવ્યા રેંટીઆ ભાઇઓ, જામ્યો બ્રિટનનો પાયો;
ગુલામી દુર કરવાને, પુનઃ એ રેંટીઓ આવ્યો.
સુદર્શન ચક્રના જેવો, વિજયના નાદ કરનારો;
સફળ સિદ્ધિ એ દેનારો, રૂપાળો રેંટીઓ મ્હારો.
શું એનો સ્વર છે મીઠો, રૂડું સંગીત ગાનારો;
મહાત્માને ઘણો વહાલો, સુખી સ્વદેશ કરનારો.
કરો સહુ પાઠને પૂજા, અમારો રેંટીઓ રાજા;
સજીવન રેંટીઓ કરતાં, વાગ્યાં સ્વરાજનાં વાજા.
દયાળુ રેંટીઓ મ્હારો, ઘણાનાં પેટ ભરનારો;
જગતમાં છે નહિ આવો, અમુલાં દાન દેનારો.
અમારા દેશનું ગૌરવ, સદા છે રેંટીઆ માંહી;
વિસાર્યા રેંટીઆ જ્યારે, ભરાણી ફેશનો ભાઈ!
ડરાવે દેવને દાનવ, એવો છે રેંટીઓ શૂરો;
વધારે દેશનું ગૌરવ, સગુણી રેંટીઓ રૂડો
હીરો કહે હાથ જોડીને, પધારો રેંટીઆ બાપુ;
તમારી સેવને ખાતર, કહો તો પ્રાણુને આપું.

હીરાલાલ.

# ભારતનો જયકાર.

( ધન્ય હો ધન્યજ પુણ્ય પ્રદેશ...એ ઢાળ. )

હવે સહુ હિન્દી વીર એક વાર,
ગજાવો ભારતનો જયકાર.

આર્યતનુજો ! ભારત માતની,
દીપાવજો હો ! કૂખ;
ઝૂકાવજો વાહોમ કરીને,
ઉજ્વળ કરજો મુખ:—હવે સહુ.

કર્મવીર ! કામે લાગો,
ઝળકાવો આર્યનું નૂર:
બંસી બજવતા સ્વતન્ત્રતાની,
સુણાવજો એ સૂર:—હવે સહુ.

શાન્તિ તણો મહામન્ત્ર શીખજો,
સ્વરાજ્યને લેનાર !
અહિંસાભર્યા અ સ હ કા ર થી,
ભારત છે તરનાર:—હવે સહુ.

ભેદભાવ સહુ દૂર કરીને,
સર્વ મળી સંગાથ;
હિન્દબાલુડાં ! ગગન ભેદીને,
જગવો જગનો નાથ:—હવે સહુ.

નાનાલાલ દલપતરામ પટેલ.

# એ કોણ?

એ કોણ છે જે જાગ્યો?
જ્હેણે સહુને જગાડ્યાં?

એ કોણ છે જે છૂટો?
જ્હેણે સહુને છોડાવ્યાં?

જે તરી શકે તે તરાવે,
જે જીવી શકે તે જીવાડે?
એ કોણ છે જે એવો?
જ્હેણે સહુને જીવાડ્યાં?

જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે;
એ કોણ છે જે એવો?
જ્હેણે સહુને નમાડ્યાં?

જે સાંધી શકે તે સધાવે,
જે જીતી શકે તે જીતાડે:
એ કોણ છે જે એવો?
જ્હેણે સહુને જીતાડ્યાં?

એ કોણ છે જે એવો?
જ્હેણે સહુને જગાડ્યાં?

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

# એ અવતારી !

એ અવતારી ગાંધીજી !
સાચે સહુને જગાડે.

એ નિર્ભય મૂર્તિ ગાંધી,
સાચે સહુને છોડાવે.

એ તરી શકે ભવસાગર,
એ જીવી શોભાવે જીવતર,
એ સાધુ જીવન ગાંધી,
સાચે સહુને જીવાડે.

એ હસે પ્રભુતા પૂરે,
એ નમે નમનતાઈ નૂરે,
એ ધર્મ ધુરંધર ગાંધી,
સાચે સહુને નચાવે.

એ સાધે સાચા સાધનને,
એ જીતે છે તન મન ધનને,
એ શિલવન્તા શ્રી ગાંધી,
સાચે સહુને જીતાડે.

એ અવતારી ગાંધીજી !
સાચે સહુને જગાડે.

ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા.

# એક દેશભક્તના ઉદ્દગારો.

ગઝલ–સદા સંસારમાં–એ રાગ.

હમારા દેશને માટે ધરી છે દેહ અમે;
ગમે તો સાહ્ય થાઓ કે કદી ન થાઓ તમેઃ–હમારા.

**સાખી.**

સ્વદેશ મ્હારો ધર્મ છે, સ્વદેશ મ્હારો પ્રાણ;
સ્વદેશ જીવન કર્મ છે, સ્વદેશ સુખની ખાણ.

અમે નિજ ધર્મના સુખ–દુઃખને સમાન ગણ્યાં;
નથી દરકાર જો એ માર્ગમાં રિપુ લાખ દમેઃ–હમારા.

**સાખી.**

સ્વદેશ મ્હારૂં સ્વર્ગ છે, દેશ મોક્ષ સાક્ષાત;
સ્વદેશ મમ સર્વસ્વ છે, સ્વદેશ શક્તિ માત.

નથી કંઇ શ્રેષ્ઠ બીજું, વિશ્વમાં નિજ દેશ થકી;
મરૂં પણ વિસરૂં નહિ, માતને હું કોઈ સમેઃ–હમારા.

**સાખી.**

જો સેવા નિજ દેશની, જરા બજાવી શકાય;
સંકટ અતિ શોધું ભલે, કારાગૃહની માંહ્ય.

જશે આ દેહ તોય, ખાખ તણું રૂપ ધરી;
હમારાં તત્ત્વ બધાં, માતને ખોળેજ રમેઃ–હમારા.

**સાખી.**

નિર્ધનતા કે દીનતા, વેઠી બધું શકાય;
સ્વદેશની સેવા કદી, ઉરથી ના વિસરાય.

હરિહર આપો જન્મ–જન્મ માતૃભક્તિ મને;
ત્રિવિધ તાપ મ્હારા, માતને ચરણેજ સમેઃ–હમારા.

**વસંત.**

# ગજાવો દેશ હિંદુસ્તાન.

ગઝલ.

ખુદાના નેક ખુદ સંતાન
મળીને હિંદુ મુસલ્લમાન
જપીને રામ ને રહેમાન
ગજાવો દેશ હિંદુસ્તાન.

પ્રજાની જંપ સંપ પાખો,
દયા પ્રીતી સદા દાખો:
ખુદાની હો ઉભય આંખો,
ગજાવો દેશ હિંદુસ્તાન.

અહિંસા ધર્મને માગો,
પુરાતન ઝેર સૌ ત્યાગો:
જગત્ કલ્યાણમાં લાગો,
ગજાવો દેશ હિંદુસ્તાન.

ઘરોઘર રાખી લ્યો ચરખા,
બધા છે ભાઇ તો સરખા:
હવે બસ હિંદ તું હરખા,
ગજાવો દેશ હિંદુસ્તાન.

કવિ રણછોડલાલ મહાસુખરામ.

# વીર પૂજા.

**સોહિણી ગઝલ.**

આજે પૂજન **ગાંધી** તણા, અમ દેશમાંહિ આદર્યાં;
સેવા અને સામગ્રીમાં, અમ હેત હૈયાં પાથર્યાં.

સાધન અધૂરાં છે છતાં, પૂજન અમે તો આદર્યાં;
સાધન અધૂરાં છો રહ્યાં, હૈયાં પૂરાં પ્રેમે ભર્યાં.

સ્વદેશભક્તિ રક્તથી, જેની રગેરગ છે ભરી;
એ પરમ પૂનિત વીરની, પૂજા અમે છે આદરી.

નિજ દેશ કેરા હિતમાં, નિજ હિતને જેણે ગણ્યું;
એ દિવ્ય ચારૂ હૃદયને, પ્રેમે અમારે પૂજવું.

ઓ સંત ! રૂષિ ! મહર્ષિઓ ! આવો તમે અમ મંડપે;
દિર્ધાયુ ભવ આશિષ દ્યો, જ્યાં આદર્યું પૂજન અમે.

સતિઓ સહુ ભારત તણી ! રહી સ્વર્ગથી નિહાળજો;
પુષ્પે ભર્યા શુભ થાળ તમ, ગાંધી પરે વરસાવજો.

ભારત તણા ભાવિક જનો, આવો સહુ સંઘે મળી;
નામો સહુ વીર ચર્ણમાં, નમતાં હૃદય શિર્ષો લળી.

બ્હેનો, દુહિતા, દેવિઓ ! કુમ કુમ ભર્યા થાળો ગ્રહી;
કુમ કુમ ઉડાડો મંડપે, જ્યાં આદરી પૂજન વીધિ.

**સીતારામ શર્મા.**

# ભક્તાની દૃઢતા.

ગઝલ-કવ્વાલી.

ભલે વજ્રો શિરે તૂટો !
હજારો તીર છો છૂટે !
પ્રબળ પાષાણમાં કુટો !
છતાં મુજ ટેક નહિ મૂકું.

સળગતી આગમાં બાળો !
ઉછાળો ઝેરમય ઝાળો !
કરી લો કહેર છો કાળો !
છતાં પગ એક નહિ ચૂકું.

ભલે રહેંસો દહો, કાપો,
ચહો તે રીત સંતાપો !
હજારો વેઠતાં તાપો,
પ્રતિજ્ઞા પર નહિ ચૂકું.

ઉતારી ચર્મ તન ચીરો !
વહાવો લોહીની નીકો;
હજારો મોત છો વેઠું,
અધમ માર્ગે નહિ ઝૂકું.

વસંત.

# ભારત અમારો દેશ !!!

ગઝલ.

અમે લીધી ફકીરી આ, અમારી ભૂમિને કાજે !
જગાવી ઈશ્કની ધુણી, અમારા હિંદને કાજે.

બુતો પૂજા દીધી છોડી, કિતાબો રાખમાં રોળી;
અમે સઉ હિન્દને માટે, લીધી વરવી હવે ઝોળી.

ફિરસ્તા મુર્શિદોના સહુ, વચનને દૂર તો કીધાં;
અમૃત સમ સુખ ત્યાગીને, કટુ સમ ઝેર ને પીધાં.

કિતાબો વેદ પુરાણો, દીધાં પાણી મહીં સરવા;
ખુદાની ન્યાતમાં અમને, અમોને હિન્દની પરવા.

અમોને સૌ નસેનસમાં, બુરો નિશો બધે વ્યાપ્યો;
તમે તેને દફા કરવા, હકીમો શીદને આવો.

તમોને છે પડી ટેવો, મજેદારી ઉડાવાની;
અમારી એ બુરી આદત, વફાદારી ઉડાવાની.

અમો મસ્તાનના મસ્તાનની, એ ઓર મસ્તી છે;
અમારી આ અમારા હિંદને, કાજે–જ હસ્તી છે.

બુલબુલ.

# માતને વંદન વારંવાર.

[ ભૈરવીની છાયા. ]

માતને વંદન વારંવાર;
તમારી સત્તા અપરંપાર.—માતને.

આર્ય તણે મન્દિર મન્દિર તમ, પ્રતિમા પૂજ્ય પૂજાય;
હિન્દીને હૃદયે હૃદયે મા ! શ્રી તત્ સ્મરણ તમ થાય.
ધ્યાન ધરીને થઇ એકાકાર—માતને.

કનકરેણુથી અધિક પ્રતાપી, પદરજ ચઢાવો શિર:
કૃતાર્થ થઇયે ભક્તિ-તપથી, સુરગંગા ! તમ તીર.
નિરંતર સેવામાં તૈયાર—માતને.

રણશૂરા, વીર સુત તમારા, ખીલવે જે ફળ ફુલ:
ધરીયે તે અંતર ઉમળકે દેહ, પ્રાણ-ધન ફુલ.
સમર્પણ કુટુમ્બ સહ પરિવાર—માતને.

હસ્ત મૂકો શીર, હિન્દી જગાડયા, જાગ્રત રહી ચીરકાળ:
સ્વરાજ-કિરિટ પહેરાવી માને તેજ તણે અંબાર.
વિજયનો ગજવીશું ટંકાર—માતને.

કેશવ. હ. શેઠ.



# " મારી ભરતભૂમિ. "

મારી ભરત ભૂમિ !
રૂપાળી, રઢીયાળી, યશાળી, સુશીલ પુનિત !
તારા ચરણ ચુમી,
આનંદે વંદું જય જય હરદમ નિત્ય !

દુનિયામાં દેશ અનેકજ છે;
સૌ સૌમાં કાંક વિશેષજ છે !—
પણ તું તો અલૌકિક એકજ છે !
મારી ભરત ભૂમિ—

કોણ આવે હિમાલયની હારે ?
કોહીનુરે અન્ય હીરા હારે;
વણ શેલડી સરસ સાકર ક્યાં રે ?
મારી ભરત ભૂમિ—

સ્થળ સ્થળ સોહે
નવરંગી રમણી મનડાં મોહે
જાણે વાડી વિશ્વંભરની હોએ—
મારી ભરત ભૂમિ—

સાથે વિશ્વંભરવાની તું ઝાઝી;
સમૃદ્ધિ સ્વાભાવિક બધી સાજી,
તને પ્રભુએ કરી પ્રિય પ્રમુખાજી,—
મારી ભરત ભૂમિ—

આએ પણ અબળા જે બાકી;
તેણે દેશ ભક્તિ સબળા દાખી;
ઇતિહાસજ છે એનો સાખી,—
મારી ભરત ભૂમિ—

તારાં કાર્ય ત્યારે યવને ભાળ્યાં;
મહાશિળ નિર્મળ બુદ્ધિવાળાં,
અહા ! "દેવાં કમાડે પડે ન તાળાં,"
મારી ભરત ભૂમિ૦—

સેવું નિત્ય પુનિત તવ રજ ચૂમી,
ધન્ય ભાગ્ય નવલનાં તું જન્મભૂમિ૦
તારી ભક્તિ રગેરગ રહીજ ધ્રુમી,
મારી ભરત ભૂમિ૦—

સ્વ૦ નવલરામ



# ભારત સંતાનોનું રણગીત.

અમે તો ભારતનાં સંતાન,

અમારો દેશ અમારો પ્રાણ.
અમે તો ભારતનાં સંતાન.

સ્વતંત્રતા જ્યોતિ પ્રકટાવા,
ભગવો ભેખ ધરીશું;
સ્વાર્થ અને તન મન ધન,
ભોગે સેવા શુભ કરીશું.
ગજવશું હિન્દ તણાં જયગાન—
અમે તો ભારતનાં સંતાન.

ભારતમાં અમ આત્મયજ્ઞની,
ઝળહળ જ્યોત ઝળકશે;
આખીયે આલમનાં પાપો;
નષ્ટજ થાશે—બળશે.
અમે તો ભારતનાં સંતાન.
ફરકશે હિન્દ તણાં નિશાન—
અમે તો ભારતનાં સંતાન.
અમારો દેશ અમારો પ્રાણ—
અમે તો ભારતનાં સંતાન.

અમારો ધર્મ અમારો પ્રાણ—
અમે તો ભારતનાં સંતાન.

નટવરલાલ વીમાવાળા.

# એ દિવ્ય ! અમારો દેશ !

અમે ભરત ભૂમિના પુત્રો !
અમ માત પુરાણુ પવિત્ર,
રે જેનાં સુંદર સુત્રો
ઝલકાવે ઉચ્ચ ચરિત્ર:
અમ અંતરને ઉદ્દેશી
કરશું હોકાર હમેશ:
અમે દેશી, દેશી, દેશી !
એ દિવ્ય ! અમારો દેશ !
અંધાર વિષે અથડાતાં,
કે ફરતાં ભવ્ય પ્રકાશ,
પડતાં રડતાં રગડતાં
કે કરતાં હાસ્ય વિલાસ:
પળપળ અમ ઉરનિધિ એ શી !
હા ઉછળે ઉર્મિ અશેષ !
અમે દેશી, દેશી, દેશી !
એ દિવ્ય ! અમારો દેશ !
ક્યાં હશે હિમાલય જેવો ?
ક્યાં પુણ્ય પવિત્ર જ ગંગ ?
ક્યાં મળે અલૌકિક એવા
સહુ દેશ તણા બહુ રંગ ?
ક્યાં મુનિ ઇશ્વરજન બેશી
કરતા પ્રભુ પંથ ઉજેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
એ દિવ્ય ! અમારો દેશ !

ક્યાં રામ યુધિષ્ઠિર ઝુમ્યા ?
  ક્યાં ગર્જ્યા અર્જુન ભીમ ?
ક્યાં રજપુતવીર ઝઝુમ્યા
  બલ દાખવવા અસીમ !
રે ભૂલીયે તે રીતે શી,
  અમ અંતરથી લવલેશ ?—
અમે દેશી, દેશી, દેશી !
  એ દિવ્ય ! અમારો દેશ !
નથી રે જીવવું પર આશે;
  છે પારકી આશ નિરાશ;
નથી કર ધરવો કો પાસે;
  સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કંઇ પુણ્ય પ્રભાજ પ્રવેશી,
  અહીં દે અમને ઉપદેશ:—
અમે દેશી, દેશી, દેશી !
  એ દિવ્ય ! અમારો દેશ !
ધમ ધમ ધરણી, ધ્રુજવીશું,
  અમ દેશ તણાં કરી ગાન;
જય જય જય નાદ કરીશું;
  દઇશું મોંઘા અમ પ્રાણ !—
એ ભક્તિ વશી ઉર, તે શી !
  દેજો શક્તિ પરમેશ !
અમે દેશી, દેશી, દેશી !
  એ દિવ્ય ! અમારો દેશ !

ખબરદાર

# વન્દુ મા ત્હને.

વન્દુ મા ત્હને.

સુજલ, સુફલ, હિમગિરિ પવને !
ધન્ય લીલોતરી સોહિત ત્હમને !

વન્દુ મા ત્હને !

ચાંદની ચળકે, જામની પલકે,
ફુલડાં ઉઘડતાં દ્રુમદળ લળકે,
વદન હસિત,
વચન લસિત,
સુખદ, વરદ, મા ત્હને !

વન્દુ મા ત્હને !

સાતકોટિજન ઘનગર્જન ગાજે !
કોણ કહે મા તુજને અબલે ?
બહુ બલ ધરતી, આત્મ ઉદ્ધરતી,
દુશ્મનનાં દળ, માવડી, ફેડતી,

વન્દુ મા ત્હને !

તુંહિ વિદ્યા, તુંહિ ધર્મ !
તુંહિ હિરદા, તુંહિ મર્મ !

પ્રાણે તુંહિ શરીરે !

ભુજાએ ત્હમે મા શક્તિ !
હૃદયે ત્હમે મા ભક્તિ !
તમારીજ સ્થાપવી મૂર્તિ

હૃદયે ! મંદિરે ! મંદિરે !
તુંજ દુર્ગા દશ શસ્ત્રોકર ધરતી !
તું કમળા અમ, કમળે ઠરતી !
સરસ્વતી વિદ્યાને દેતી !
નમિયે તુજને !

નમિયે નમિયે કમલે અમલે !
સુજલે સુફલે અતુલે ! મા ત્હને !
વન્દુ મા ત્હને !

જય જય જય શ્યામલ, સરલે !
ધરણી, તરણી, હસિત, ભૂષિતે !
વન્દુ મા ત્હને !

ન. હ. ધ્રુવ.

॥ वन्देमातरम् ॥

